શ્રી નવિન

# ઇશ્કે અંજામ-

યાને

# મોતનો પેગામ.

અત્યુત્તમ કલ્પીત નૉવેલ.



છપાવી પ્રસિદ્ધ કર્તા,
કેશવલાલ મગનલાલ ઇંદ્રવાળા.
ઠે૦ કાળુપુર રોડ, અમદાવાદ.

લીથો.
હેમચંદ કેશવલાલ શાહે.
પંચભાઈની પોળ—અમદાવાદ.

મૂલ્ય ફક્ત આઠ આના.

# ઇશ્કે અંજામ

યાને

# મોતનો પેગામ.

ભાગ ૨ જો.

( કલ્પિત નવલકથા )


લેખક.

મી. વિહંગ.



પ્રકાશક.

કેશવલાલ મગનલાલ દુધવાળા.

ઠે. કાલુપુર રોડ—અમદાવાદ.

તથા

સોમચંદ કેશવલાલ શાહ.

ઠે. પંચભાઈની પોળ—અમદાવાદ.

વિક્રમ સં. ૧૯૮૫ ઈ. સ. ૧૯૨૯

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦

મૂલ્ય ફક્ત આઠ આના.

# પ્રસ્તાવના.

—x—

આ નવલકથા વાચક વર્ગની સમક્ષ મુકતાં હું જણાવી દેવાની આવ્યશકતા જોવું છું, કે પેહલો ભાગ વિચારમાળા તથા કલ્પના અવલંબી લખાયો હતો, તેને અનુસરી આ બીજો ભાગ લખવામાં આવ્યો છે. હિંદુ સંસારમાં લાંબા સમયથી એવો સડો ઘર ઘાલી સ્થાઇ થઇ ગયો છે, કે જેના માટે કેટલાક કેટલાક પ્રયત્નો કરવામાં આવે છે, તો પણ તેને કાંઇ મચક આવતી હોય તેમ જોવામાં આવતું નથી. હા અલબત સુધારા જોવામાં આવે છે, પણ તે માત્ર નામના છે. તેની સંખ્યામાં ન્યુનતા છે.

એક ભુલ થતાં કેવા અસહ્ય દુઃખો સહન કરવા પડે છે; તથા એક ભવમાં કેટલા ભાવો ભજવવા પડે છે. તેનું આમાં એક ચિત્ર દોરવામાં આવ્યું છે; પાપ માર્ગે વિચરતા પણ કેટલા પોતાની ભૂલ માટે પસ્તાય છે, અને તે પાપને ધોઇ નાંખવા કેવા પ્રકારે દેશભક્ત બને છે, તેનું ઉમદા ચિત્ર આ નોવેલમાં આલેખવામાં આવ્યું છે.

ટુંકમાં આ નવલમાંથી કાંઇ બોધ લેવા જેવું મળશે, એવી મને સંપૂર્ણ આશા છે, અને તેજ મારી મહેનતનું ફળ છે.

મે સને ૧૯૨૯
કોટની સરીલ. કાલુપુર.
અમદાવાદ.

વિહંગ.

# ઇશ્કે અંજામ

યાને

# મોતનો પેગામ.

## ભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### પાપનું પરિણામ.



આનંદીએ પોલીસના પંજામાંથી મુક્ત થવા તથા કિશોરના વચન ઉપર આધાર રાખી અછોડો આપી તો દીધો, કારણ તેને વિશ્વાસ હતો કે કોઇ પણ પ્રકારે કિશોર આવતી કાલે અછોડો લાવી આપશે, પણ દિવસ ઉપર દિવસ થવા લાગ્યા, પણ કિશોર અછોડો લાવી શકયો નહિ ક્યાંથી લાવે! જો તેની પાસે પૈસા હોત તો પઠાણને પૈસા આપીને જાલિમના પંજામાંથી મુક્તજ ન થાત. આનંદીએ ઘણી વાર માંગણી ઉપર માંગણી કરવા છતાં કિશોર જૂઠા જૂઠા બાના બતાવી સમજાવી લેતો હતો, પણ આખરે દરેક વાતની હદ હોય છે, આનંદીની ધીરજ ખુટી ગઇ હતી, કારણ તેના પતિએ એક સમયે પૂછ્યું કે "અછોડો! કયાં ગયો? કયાં મૂકયો?" તેના

સંબંધમાં પૂછતાં તેણે કહ્યું હતું કે “ હમેશ પહેરવા કરતાં વાર તે-હવારે પેહરીએ તો સારૂં લાગે, તેમ સમજી પેટીમાં મુકી દીધો છે. ” ભોલા પતિએ “ સારૂં ત્યારે ” કરી વધુ પુછવાનો વિચાર સરખો પણ કર્યો નહિ; એટલુંજ નહિ પણ આનંદીના સંબંધમાં ઉચ્ચ વિચાર બાંધવા લાગ્યો.

આનંદી પોતાના સ્ત્રી ચારિત્ર ઉપર મલકાતી હતી, અને પોતાના પતિને પોતાની ચતુરાઇથી કેવો મુર્ખો બનાવે છે, તે ઉપર મલકાતી હતી; પરંતુ તેનું ચારિત્ર તથા ચતુરાઇ ઉઘાડી પડી જવાનો સમય આવી લાગ્યો હતો, કારણે પરમ દહાડે ન્યાતમાં જમણ હો-વાથી જો તે તે અછોડો ન પેહરે તો સર્વે વાત ઉઘાડી પડી જવાનો સંભવ હતો. આથી તે મોટી ચિન્તામાં પડી ગઇ હતી. હવે શું કરવું ? તે તેના સમજવામાં આવતું નોહતું. હાય ! હાય ! સર્વે ભેદ ઉઘડી તો નહિ જાય ! તેવી ધારતી તેને ધ્રુજાવી નાંખતી હતી. એ-વામાં કિશોર એકાન્તનો લાભ લઇ તેના ઘરમાં આવ્યો.

**કિશોર**—કેમ ! પ્રિયે શું કરે છે.

**આનંદી**—તમારીજ ચીન્તા.

**કિશોર**—મારી ચિન્તા ! મારી ચિન્તા તે શી ?

**આનંદી**—હા. તમોને તે તેની કયાંથી ખબર હોય, પુરૂષો આવા દગલબાઝ હોય છે, તે તો મેં આજેજ જાણ્યું. હું નોહતી ધારતી કે તમો મારી સાથે આવી રીતે દગો રમશો, અને કોઇ ભોળી બાળાને આમ આફતમાં ફસાવી દેશો. મને તો લાંબી લાંબી આશાઓ હતી, પણ મારી સર્વે માન્યતા ખોટીજ ઠરી છે.

**કિશોર**—પણ છે શું ? કે આમ બોલે છે.

**આનંદી**—અરે વાહ ! કોઇના પ્રાણ જાય અને તમોને તેની ખબર પણ નહિ.શું પેલો પોલિસવાળાને આપેલો અછોડો લાવ્યા.

**કિશોર**—અરે ! હાં તેના માટે આટલી બધી ચિન્તા. હુ ત્યાંથીજ ચાલ્યો આવું છું.

**આનંદી**—શું લઇ આવ્યા. ઘણુંજ સારૂં કર્યું, નહિ તો મોટી આફત થાત. લાવો કયાં છે.

આનંદીનું આવું બોલવું સાંભળી કિશોર હવે શો જવાબ આપવો તેના વિચારમાં પડી ગયો, પણ તરત વિચાર સુજી આવતા કહ્યું. " લાવ્યો નથી. "

**આનંદી**—કેમ

**કિશોર**—લેવા ગયો હતો, પણ તે મળ્યો નહિ. આથી વધુ તપાસ કરતાં માલમ પડયું કે તે તો રજા ઉપર પોતાના ગામ ગયો છે.

**આનંદી**—તે કયારે આવશે.

**કિશોર**—એક માસ પછી.

**આનંદી**—એક માસ પછી !

**કિશોર**—એમાં ધભરાય છે શાની. આવશે તો લાવી આપીશ.

**આનંદી**—લાવી આપ્યું ! જો લાવી આપવાના હોત તો હમણું સુધી લાવી આપત નહિ. હવે તો મારે ઝેર ખાઇનેજ મરવાનો સમય આવ્યો. પરમ દહાડે આપણી ન્યાતમાં જમણુ છે, તે વખતે તમારા ભાઇ જો અછોડો નહિ જુવે તો હું શુ જવાબ આપીશ. હમણાં સુધી તો ગમે તેવા જુઠા બાના બતાવી નભાવી લીધું, પણ હવે તેમ કરે ચાલશે નહિ, માટે જાવો હમણાંને હમણાં તે જ્યાં હોય ત્યાં જાવો, નહિ તો પછી લેવાના દેવા થઇ જશે. હું સર્વે વાત તેમને કહી દઇશ.

**કિશોર**—તેમાં કોની આબરૂ જશે. તુજ મોટી આફતમાં પડી જઇશ.

**આનંદી**—એમાં મારી આબરૂ જવાની શી. હું તો કહીશકે કિશોરભાઇ એક દહાડાના વાયદે અછોડો પહેરવા માંગી ગયા હતા, પણ હમણું સુધી આપી ગયા નથી.

**કિશોર**—પણ હું કયાં માંગી ગયો હતો. મારી પાસે કયાં છે? હું કયાંથી આપીશ. શું મને આમ ફસાવી બદનામ કરવા માંગે છે?

**આનંદી**—ત્યારે શું હું તમારા માટે મારૂં જીવન ખરાબ કરૂં? તમો જાણો છો કે તેઓ સ્વાભાવે ભોળા છે, પણ જયારે તેમને કાંઇ શંકા પડે છે, અને ક્રોધ આવે છે, તો તે કોઇના પણ રહેતા નથી. માટે મારી ચામડી કાંઇ મફતની આવી નથી કે તમારા માટે માર ખાવું તથા મારો મનખો ખરાબ કરૂં.

**કિશોર**—આનંદી તારાથી મને આવી આશા નોહતી.

**આનંદી**—તો તમારા સંબંધમાં પણ હું આવી આશા કયાં રાખતી હતી.

આનંદી આટલું બોલવા પામી કે તેમાં પતિનો અવાજ સંભળાયો પતિનો અવાજ સાંભળતાં આનંદી ચમકી આજુબાજુ જોવા લાગી. અને "જાવો. જાવો. સંતાઇ જાવો. તેઓ આવી ગયા." કહેતાં કહેતાં ઉભી થઇ ગઇ અને બારણાં સામાં જવા લાગી. આનંદીનો પતિ રઘુનાથ ઘરમાં દાખલ થયો તેની આંખમાં ક્રોધ હતો. તે આનંદી સામાં ક્રોધની નજરે જોવા લાગ્યો. આનંદીનું પાપી હૃદય રઘુનાથને ક્રોધમાં જોતાં ધ્રુજી ગયું

**આનંદી**—વ્હાલા. આજે આમ ક્રોધે કેમ?

**રઘુનાથ**—તારા માટે

**આનંદી**—મારા માટે.

**રઘુનાથ**—હા તારા માટે. પાપીણી તારી ઘણી ખરી વાતો મારા જાણવામાં આવી છે; તેં તારા બાપ દાદાની આબરૂ ઉપર પાણી ફેરવ્યું છે; એટલુંજ નહિ પણ મને કોઇ પણ સ્થળે મુખ દેખાડવા યોગ્ય રાખ્યો નથી. મને તો એવો ક્રોધ ચઢયો છે કે તારા કકડે કકડા કરી નાંખી ચીલોને ખવાડી દવું. જેવી તું સ્વરૂપવાન છે, તેવી ડાકણ પણ છે. તેનું જ્ઞાન મને પેહલા નોહતું.

**આનંદી**—વ્હાલા આ તમો કેવી વાતો કરો છો. મારૂં કોઇ નામ તો લે ઉભીને ઉભી ખાઇ જાવું. વ્હાલા તમોને કોઇ મારા શત્રુ એ ભરમાવેલા લાગે છે.

**રઘુનાથ**—ભમાવેલો.

**આનંદી**—હા. વ્હાલા.

**રઘુનાથ**—એમ તો લાવ પેલો અછોડો ક્યાં છે. કયા તારા યારને આપી આવી છે.

અછોડાની વાત આવતાં આનંદીનું મુખ ઉતરી ગયું. હવે શો જવાબ આપવો તથા કેવી રીતે બચાવ કરવો તે તેના માટે મુશ્કેલ થઇ ગયું આનંદીને આમ ગુંચવણમાં પડતાં રઘુનાથને તેમાં કાંઇ સત્ય છે એમ લાગવા માંડયું. તેનો ક્રોધ વધી ગયો. અને "છીનાળ બતાવ અછોડો ક્યાં છે?" કહેતાં એક લાપોટ તેના ગાલ ઉપર લગાવી દીધી. આનંદી પોતાના ગાલ ઉપર હાથ મુકે તે પેહલાં તો એક એવી લાત તેને મારી કે ચતીપાટ પડી, અને "હું કાંઇ જાણુતી નથી. સર્વે વાત જુઠી છે" કેહવા લાગી.

**રઘુનાથ**—હજી સર્વે વાત જુઠી છે. પેલા બદમાશ કિશોરને

તો હું સીધોજ કરી દઇશ, પણ તે પેહલાં તને તો તારા જર કર્મના ફળ તો ચખાડી દવું.

સંતાયલો કિશોર પોતાનું નામ સાંભળતા ધ્રુજવા લાગ્યો. ક્રોધમાં આવી રઘુનાથ લાકડી લેવા માટે ઓરડામાં દોડી ગયો. કિશોર ત્યાંજ સંતાયો હતો. અને રઘુનાથને ઓરડામાં આવેલો જોઇ લંબાવવા લાગ્યો. આનંદી હવે શું થશે તે વિચારે ધ્રુજી રહી હતી. લાકડી ખોળતાં કિશોર ઉપર રઘુનાથનો હાથ પડયો. "કોણ છે?" કેહતાં રઘુનાથે તેને પકડી લીધો. કિશોર ધ્રુજી રહ્યો હતો.

**રઘુનાથ**—કેમ બદમાશ, અત્રે કેમ સંતાયો છે.

**કિશોર**—મને...મને...મને...

પણ કોણ સાંભળતું હતું. તેને પણ સારી પેઠે ગરદાપાટી કરવા લાગ્યો અને અચાનક એક લાઠી ઉપર નજર પડતાં તે લેવા દોડયો કિશોર આનો લાભ લઇ નાઠો અને ઘરબાર થતાંજ પોળ બહાર નાસી ગયો, પણ આનંદી એક સ્ત્રી જાત હતી. સાથે ગભરાઇ ગઇ હતી. નાસી ન શકી. આથી રઘુનાથે કિશોર ઉપરનો ગુસ્સો આનંદી પર ઉતારવા માંડયો. જેમ કોઇ ધોબી લુગડાને ધુવે તેમ આનંદીને મારવા લાગ્યો. આનંદી બુમો પાડવા લાગી, પણ આજુબાજુના પાડોશી આવે તે પેહલાં તો તેના મસ્ત ઉપર એક લાઠીનો એવો ફટકો વાગ્યો કે મસ્ત ફાટી ગયું, અને "ઓ માડી ગરી ઇ"...કેહતાં તેના પ્રાણ પાપી ખોળીયાને મુકી ચાલ્યા ગયા, તોપણ મૃત્યુ શરીર ઉપર પણ રઘુનાથ પ્રહાર કર્યો જતો હતો. આડોશી પાડોશી સર્વે ઘરમાં આવી તેને પકડી લીધો. અને શું છે? શું છે? આમ બીચારીને શા માટે મારો છો. હાય! હાય! બાપ? ગરીબ આનંદીને મારી નાંખી! વગેરે બોલવા લાગ્યા.

**રઘુનાથ**—મરી ગઇ તો પાપ ગયું, પણ પેલો બદમાશ કિશોર ક્યાં ગયો. તેના પણ પ્રાણ લઇશ.

**દેશશંકર**—પણ છે શું ? આમ ઉશ્કેરાઇ ગયા કેમ છો

આના ઉત્તરમાં રઘુનાથે સર્વે વાત સર્વેને કહી સંભળાવી, અને સાંભળતાં સર્વે તે બન્નેને ધિક્કારવા લાગ્યા. એકનાં મુખેથી બીજાના મુખે એમ વાત વીજળીની ગતિએ પ્રસરવા લાગી. પાસેની પોલીસ ગેટ ઉપર પણ તેની ખબર થતાંજ પોલીસ દોડી આવી. આનંદીની લાશનો કબજો પોલીસે લઇ. પંચકેસ કરી રઘુનાથને ખુન કરવાના ગુનાહ માટે કેદ કરી ગાયકવાડની હવેલીએ લઇ ગયા. બારણે તાળા વસાયા કુલટા સ્ત્રીના પાપે ભોળો પતિ ફસાઇ ગયો.

---

## પ્રકરણ ૨ જું.

### ક્યાં જાવું ?



ગુજરાત પ્રાંતમાં આવેલું નડિયાદ સાક્ષરોની ભૂમિ છે: અથવા સાક્ષરોનું પાટનગર છે; જો કે ત્યાંની વસ્તી અમદાવાદ કરતાં નાની છે; પણ ત્યાં સરસ્વતીનું ધામ છે; તે સાથે અનાથોના દુઃખો દુર કરવા એક અનાથઆશ્રમ પણ સ્થાપેલું છે; તે આશ્રમમાં કોઇ પણ જાતના ભેદ વગર સર્વે પ્રકારના હિંદુ અનાથોને રાખવામાં આવે છે. એટલુંજ નહિ પણ કેટલા ગર્ભપાત થતા અટકાવવાની બાબતમાં પણ તે આશ્રમે સારી સેવા બજાવી છે, અને બજાવે છે.

સમાજની બીકે ભુલના ભોગ બનેલી કેટલી હિંદુ બેનો પોતાના પુત્રો વાડમાં, નદીમાં, તળાવમાં કે કુવામાં ન નાંખી દે, અથવા પોતાના હૃદયના કકડાઓનો પોતાના હાથે નાશ ન કરે અથવા બીજા શબ્દોમાં હિંસા થતી બચી જાય, તેટલા માટે તેને બચાવી લેવા અનાથ આશ્રમની હદમાં પણ અમુક છેટે એક પેટી રાખેલી છે. તે પેટીમાં પોતાની કે અન્યની ભુલે આફતમાં ફસાયલી બાળાઓ પોતાના બાળકો તે પેટીમાં મુકી જાય છે. તેવા બાળકોનું પણ ત્યાં ભરણ પોશણ થાય છે. સત્ય આ કામ ઘણું ઉત્તમ છે. વખાણવાપાત્ર છે. દયાનો એક નમુનો છે, એટલુંજ નહિ પણ જાણે અજાણે ઉલટા માર્ગે વિચરવાથી કેવા પરિણામ આવે છે તેનાથી કોણ અજાણ છે? એવા તો ઘણાં દાખલા તમે સાંભળ્યા હશે કે ગર્ભ રેહતા ધણીઓએ આપઘાત કર્યો છે. એટલે તે કુમળી કળીઓને બચાવી લેવાની પણ આ આશ્રમ સારી સેવા બજાવે છે.

આ આશ્રમમાં એક સુવાવડખાનું પણ છે. ત્યાં કોઇ પણ અજાણ્યા કે અવિશ્વાસપાત્ર માણસને જવા દેવામાં આવતો નથી. તે વિભાગમાં જે ભુલના ભોગ થયેલી બાળાઓ પોતાને રહેલો ગર્ભ ન પાડી શકે અથવા તેવા સંજોગોને તે અમલમાં ના લાવી શકે તેવી બાળાઓને ત્યાં દાખલ કરવામાં આવે છે. તે વિભાગમાં એક બાળા પણ આવેલી છે. તેની રહેણી કરણી તથા બોલચાલ ઉપરથી માલમ પડે છે, કે તે કોઇ ઉંચ ખાનદાનની બાળા છે. તે કોઇ નિરાધારની માફક ત્યાં રેહતી નથી, પણ એક સદગૃહસ્થની સ્ત્રીને શોભે તેવી વ્યવસ્થા ત્યાં જોવામાં આવે છે. અર્થાત તેને દરેક પ્રકારના સુખ સાધનો પુરા પાડવામાં આવેલા છે.

તેની આગળ એક બાળક રમી રહ્યો છે. અને પોતે પેપર

વાંચી રહી છે. તેમાંની એક ખબર વાંચી જાણે તેની સાથે પોતાનો સંબંધ ન હોય ! તેમ બે ત્રણવાર વાંચી ગઇ પણ તેને ખાતરી થઇ નહિ. તેણે પોતાની આંખો વાંચવામાં તો ભુલ કરતી નથી. તેમ સમજી પોતાના હાથે બન્ને આંખો ચોળી વાંચવા લાગી. તે ખબર એવી હતી કે—

**" અંજામે ઇશ્ક કે મોતનો પેગામ. "**

" અમદાવાદના શાહપુર જીલ્લામાં એક સ્ત્રીનું કાપીણું ખુન તેના પતિએ કરેલું. તે ગુનાહના કારણે તેના પતિ રઘુનાથને ફાંસીની સજા કરવામાં આવી છે. તેની વિગત આમ છે કે આનંદી નામે એક સ્ત્રીના પુત્ર પ્રાપ્તીના કારણે કિશોર નામે એક યુવાન સાથે પ્રેમમાં પડી હતી. કિશોર ગુજરાત કોલેજમાં બી. એ. કલાસમાં અભ્યાસ કરતો હતો. આ બન્ને પ્રેમીઓની વાત એક દીવસે તેના પતિના જાણવામાં આવી ગઇ. તથા બન્ને પકડાઇ ગયા. આથી રઘુનાથે ક્રોધમાં આવી આનંદીનું ખુન કર્યું હતું. તથા કિશોરને પણ સજ્જડ માર મારવામાં આવી હતી. કિશોર કાંઇ ભાગી ગયો છે. તેનો પતો હમણાં સુધી લાગ્યો નથી. અને રઘુનાથને ફાંસીની સજા થઇ છે. સત્ય રીતે આનંદીએ તો પ્રેમ કરતાં મોતનો પેગામ મળેલો હતો. "

આ ખબર વાંચતા તેના ઉપર દિલગીરી છાઇ ગઇ. તેનું મુખ લેવાઇ ગયું. આંખમાં આંસુ પણ આવી ગયા, અને વિચાર કરવા લાગી કે " કિશોર ! હા. કિશોર ! તો મારા પતિ થાય. તેમની કેટલી ઉડતી વાતો મેં સાંભળી હતી. તે છેવટે આ ઉપરથી સાચી છે એમ માનવાને કારણ મળે છે. હાય ! મુજ પાપણીનું કોઇ સ્થાન ન રહ્યું. મા બાપની નજરે કલંકિની કરી છું. તેમની આગળ ઉચું મસ્તક કરી બોલવાનો સમય મેં ગુમાવ્યો છે. લાજના મારે તેમની સામાં

પણ કેમ જોઇ શકાશે. મેં તેમની ઇજ્જત તથા આબરૂને કલંક લગાડયું છે. તેઓ માબાપ છે. છોરૂ કછોરૂ થાય પણ માબાપ કમા બાપા થતા નથી; પણ શું પેહલાં જેવો સ્નેહ મમતા તેમના હૃદયમાં રેહલી હશે? નહિ. કદાપિ નહિ. તેઓ તો મુજ કુળ કલંકિના જીવન કરતાં મૃત્યુ વધુ પસંદ કરે તો તે સ્વાભાવિક છે. માબાપને ત્યાં જવું તે તેમના રૂઝાયલા જખમને તાજા બનાવવા સમાન છે, માટે માબાપને ત્યાં તો નાજ જવું. ત્યારે કયાં જવું? પતિદેવ હતા. તે તો આનંદી સાથેના કારણે કાંઇ ચાલ્યા ગયા છે. આથી તેમના આશરે જવું પણ અશકય છે. જો હું મારા ગરીબ પતિના ઘેર દુઃખે સુખે રહી હોત તો મારે આવી પિટયાનનો ભોગ થવું પડત નહિ. હાય! મુજ હતભાગીણીને કાંઇ આશરો આવે તેમ નથી. હે! પ્રભુ કયાં જાવું?" કેહતાં રડી પડી. પોતાના બન્ને હાથ આંખો ઉપર મુકી ચોધાર આંસુએ રડવા લાગી. પલંગ ઉપર ઉંધી પડી રડવા લાગી. રડી રડી તેની આંખો લાલ બની ગઇ. રૂદન કરતાં તેનું હૃદય સહેજ હલકું થતાં ઉભી થઇ ગઇ. પોતાના રમતા બાળકને ઉપાડી લીધું તેને ચુમ્બન ઉપર ચુમ્બનો કરવા લાગી. એટલામાં એક બાઇ તે રૂમમાં દાખલ થઇ. તેનું નામ તારા હતું.

પંડિતા—બેન તારા.

**તારા**—શું છે. મને આશા છે કે તમો તૈયાર થઇ ગયા હશો. એટલુંજ નહિ પણ છેવટનો ઠરાવ પણ કરી લીધો હશે પંડિતા.

**પંડિતા**—નહિ. મેં કોઇ પણ પ્રકારનો નિર્ણય કર્યો નથી.

**તારા**—કયારે કરશો ત્યારે?

**પંડિતા**—આ જીવનમાં તો નહિ થાય.

**તારા**—કારણ?

**પંડિતા**—બેન લાચાર છું.

**તારા—પણ** બેન આમ રડવાથી હવે શું ! મોતીનું પાણી ઉતરી ગયા પછી પસ્તાવવું નકામું છે.

**પંડિતા**—પણ હું મારા બાળકને મુકી જવા તૈયાર નથી. તેમ મારા માબાપને ત્યાં પણ જવા નાખુશ છું. ત્યાં મારૂં કાળું મુખડું લઇ કદાપિ જવાની નથી. પતિનો કાંઇ પત્તો નથી.

**તારા**—ત્યારે કયાં જશો ?

**પંડિતા**—જ્યાં ભાગ્ય લઇ જાય ત્યાં.

**તારા**—પણ બેન. જ્યારે તમારા માબાપ આ વાત સાંભળશે તો શું કેહશે ? તમારા પ્રત્યે જો તેમની અપ્રિતી હોત તો તમોને અત્રે મોકલત નહિ, અને તમારી બરદાસ રાખત નહિ. તેમણે માત્ર તમારી બદનામી ન થાય, તથા પ્રાણુની હાની ન થાય. તેટલાજ માટે અત્રે મોકલી આપ્યા હતા. હવે તમારે આ આશ્રમના નિયમોને માન આપવું જોઇએ. હવે તમો અત્રે વધુ રહી શકતા નથી, માટે મારૂં માનો તો તમારા પુત્રને અત્રે મુકી તમારા પિતાને ત્યાં ચાલ્યા જાવો.

**પંડિતા**—નહિ.

**તારા**—ત્યારે ?

**પંડિતા**—હું જઇશ. પણ મારા પુત્રને તો નહિ મુકું. હું મોટરોમાં સહેલ કરૂં. આનંદમાં મહાલું અને મારૂં બાળક આમ નિરાધાર રીતે અનાથ આશ્રમમાં રહે તે મારાથી નહિ જોવાય.

**તારા**—ત્યારે શું કરશો.

**પંડિતા**—હું પરમદહાડે ચાલી જઇશ, અને મારા બાળકને લઈ જઇશ

**તારા**—બેન પસ્તાશો.

**પંડિતા**—જેવા મારા ભાગ્યા. તમો હાલ જાવો. મને એકાંતમાં રેહવા દો.

કેહતા પંડિતા પોતાના બાળકને છાતીએ લગાડી. પાછી રડવા લાગી. પલંગ ઉપર ઢળી પડી. તેને રડતાં રડતાં પયમાન કરાવવા લાગી. તારા તેની હાલત ઉપર વિશ્વાસ નાંખી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૩ જું

### ખાનદાની ખમીર.

---

જીવી પોતાના ખાનદાનની આબરૂ સાચવવા માટે પોતાના બંધુ કિશોરથી વિરૂધ્ધ જઇ પોતાના સસરાને બચાવી લીધો હતો, અને પોલીસ કેસમાં પણ માત્ર જીવીના કારણે તેનો સસરો બચવા પામ્યો હતો. તેને આશા હતી, કે હવે તેનો સસરો તેને નહિ સતાવશે. આટલાથી બોધ લેશે, **પણ** કરો કોડ ઉપાય પણ જાતિ સ્વભાવ જતાં સાંભળ્યા છે. કાગડાને સોનાના પીંજરામાં પુરવામાં આવે, વિધ વિધ પ્રકારના પકવાનો તથા મીષ્ટાંદો ખવડાવવામાં આવે તો પણ નર્ક જોતાં લલચાય છે, ડુંગલીને કસ્તુરીના ઢગલામાં દાટી દેવામાં આવે, પણ પાછી કાઢતાં તેમાંથી દુરગંધનો નાશ થતો નથી તેમ રીખવચંદ પણ એક પાપનો કીડો હતો. તે માંડ માંડ બચવા પામ્યો હતો. પૈસાની પણ ખુબ બરબાદી થઇ હતી. તે વખતે તો

તેણે સોગન પણ ખાધા હતા, કે જો ભગવાન મને આ આફતમાંથી બચાવશે તો ભવિષ્યમાં કદાપિ આવું કૃત્ય નહિ કરૂં. પણ હાય! જ્યારે તે જીવીને લઇને ઘેર આવ્યો, ત્યારે તેની પેહલી પાપી વૃત્તિ જાગૃત થઇ હતી ને નીહાળી નીહાળી જીવી સામાં જોઈ રેહતો. પવિત્ર જીવી હવે પોતાના સસરાને પવિત્રજ માનતી. તેને લાગતું કે હવે રીખવચંદ પોતાને સતાવશે નહિ. તો પણ તેના મનમાંથી ધાસ્તી નાશ પામતી નોહતી. પોતાના નાના પતિ સામાં જોઈ જોઇ નિશ્વાસો નાખતી, અને કજોડાની મહોકાણ ઉપર એકાન્ત મળતાં બોર બોર જેવા આંસુ પાડતી હતી.

એક સમયે જીવી પોતાના જીવન ઉપર વિચાર કરી રહી હતી. તેવામાં તેનો પતિ તેની પાસે આવ્યો, પણ કાંઇ બોલી શકયો નહિ. જીવીની સામાંજ જોઇ રહ્યો. જીવી પોતાના પ્રાણનાથને જોતાં મંદ મંદ હાસ્ય કરતાં કહ્યું. "આવો. આવો. હું તો આપની દાસી છું" કેહતાં ઉભી થઇ ગઇ.

**ઉલ્લાસ**—"તને......"

**જીવકોર**—કેમ અટકી ગયા પ્રાણ! કહો. કહો. તમારો હુકમ મસ્તકે ચઢાવવા આ દાસી અહરનિશ તલસ્યા કરે છે. હવે તો દાસી ઉપર દયા લાવો. બળતીને વધુ ના બાળો. આવો મારા આશાના સૂર્ય આવો, અને મારા અંધકારમય જીવનને પ્રકાશિત બનાવી દો.

ઉલાસ જીવકોરનુ આવું બોલવું સાંભળીજ રહ્યો હતો. જીવકોર પોતાના પતિને ભેટવા આગળ વધી, પણ તેના પગો અચકાઇ રહ્યા હતા. હૈયું ભરાઇ આવતું હતું. કાંઇ વધુ ખુલાસાવાર બોલવા જતી હતી, પણ શરમ દબાવતી હતી. તેની આંખોમાં હર્ષના આંસુ આવી ગયા હતા. તે ઉલાસની સમિપ જઇ ઉભી, અને પોતાના પતિદેવને

નિહાળવા લાગી. પોતાની સર્વ શકિત એકઠી કરી ઉલાસનો હાથ ગૃહ્યો; કે તેના આખા શરીરમાં વિજળી દાખલ ન થઇ હોય તેમ જીવકોરને ભાસ થવા લાગ્યો. આખા શરીરે પરસેવો છુટી ગયો; પણ ઉલાસ જેમ ઉભો તેમ ઉભોજ રહ્યો. જીવકોરની સ્થિતિ ધીમાં ધીમાં બદલાતી જતી હતી. છેવટે તે પતિના ચરણમાં ઢળી પડી. પોતાનું મસ્તક તેના ચરણોમાં મુકી રડવા લાગી. જીવીના આંસુડાએ ઉલાસના ચરણો ભીંજાવવા લાગ્યા. છેવટે તેનું હૃદય પીગળ્યું અને કહ્યું "તું કેમ રડે છે?"

**જીવી**—ના રડું તો શું કરૂં નાથ. મારૂં સુખ આપની કૃપા ઉપર આપની દયાની નજર ઉપર અવલંબી રહેલ છે. શું તમો મારી સંભાળ નહિ રાખો? જો નહિ તો જગતમાં તમારા વગર મારૂં કોણ છે. મેં તમારા માટે તથા ખાનદાન માટે કેટલું સહન કર્યું છે? તે શું તમો જાણતા નથી. નાથ હદ થઇ ગઈ હતી.

**ઉલાસ**—પણ હું શું કરી શકું?

**જીવી**—સર્વે કાંઇ કરી શકો છો. જો તમો મારો સાથ આપો તથા મારા કહ્યા પ્રમાણે ચાલો તો હમણાં જ સર્વે સારા વાના થઇ જવાનો સંભવ છે, નહિ તો નાથ તમારૂં નહિ તો મારૂં જીવન તો નકામુંજ જવાનું

જીવી આટલા સુધી બોલવા પામી હતી કે તેનો સસરો ત્યાં આવી પોહચ્યો.

**ટીખવચંદ**—જીવલી! મારા છોકરાને શું ભમાવે છે કે! શું અમો બાપ દીકરાને અલગ કરવા માંગે છે.

**જીવકોર**—નહિ. પિતા. નહિ. શું તમો તેમને સુખી જોવા નથી માંગતા?

**રીખવચંદ**—શું તેને ભણવાનું મુકાવી દેવું; અને ખોટ રાખું ? પણ યાદ રાખજે તારી કપટ જાળ ચાલશે નહિ સમજી ! ઉલ્લાસ જા સ્કૂલનો ટાઇમ થયો છે."

પિતાના આવા વચનો સાંભળતાંજ ઉલ્લાસ ત્યાંથી ચાલ્યો ગયો. અને રીખવચંદ જીવા સામાં ક્રોધની નજરે જોઇ રહ્યો. જીવી ધ્રુજી રહી હતી. રીખવચંદ ધીમાં ધીમાં જીવી પાસે ગયો, અને તેની પાસે બેસી તેનો હાથ પકડી લીધો. જીવી તેની સામાંજ જોઈ રહી.

**રીખવચંદ**—કેમ હજી પણ તારી બુદ્ધિ ઠેકાણે આવેલી લાગતી નથી. તું જાણતી હશે કે મારો ક્રોધ શાન્ત થઇ ગયો હશે, પણ નહિ. તેં મારૂં સત્યાનાશ વાળી નાંખ્યું છે. તેમાં ખાસ મારા નાણાંનો સત્યાનાશ વાળી નાંખ્યો છે. તારા કારણે મારા જીવનની કમાઇનો મોટો ભાગ નાશ પામ્યો છે. તે હું તારાથીજ વસુલ કરીશ

**જીવી**—તેમાં મારો શો વાંક.

**રીખવચંદ**—તારો નહિ તો કોનો ? જો તેં મારૂં કહ્યું માન્યું હોત તો કદાપિ મારા નાણા બરબાદ ન થાત, એટલુંજ નહિ પણ તું પણ દુઃખી ન થાત. તારા ભાઇની તો હું બરાબર ખબર લેત, પણ પરમેશ્વરે મારો બરાબર બદલો લીધો છે. તે હરામખોર જો નાસી ન ગયો હોત તો તેના તો હું પ્રાણજ લેત.

**જીવી**—પણ ગઇ ગુજરીને યાદ કરી નકામો સંતાપ શામાટે વધારો છો. ચાલો મારો હાથ મુકી દો

**રીખવચંદ**—નહિ. તેમ નહિ થાય. તારા માટે ભલે હું બરબાદ થઇ જાવું, પણ મારી આશા પૂર્ણ કર્યા વગર રેહનાર નથી. એક વાર તો છટકી ગઇ પણ હવે તેમ થશે નહિ. હવે તો હું તને કેદમાં પુરીશ, અને તને અનાજનો એક દાણો કે ટીપું પાણી સરખું

પણ આપીશ નહિ, પણ જો મારા વિચાર પ્રમાણે ચાલીશ તો પછી તારે લીલાલહેર છે.

જીવી રીખવચંદના આવા શબ્દો સાંભળી ધ્રુજી ગઇ. કામાંધ માણસ ભગવાનને પણ ભૂલી જાય છે, અર્થાત દીવાનો બની જાય છે. તેમ રીખવચંદ પણ દીવાનો બન્યો હતો. તે જીવીને પોતાની તરફ ખેંચવા લાગ્યો તેમ જીવી તેનાથી દુર દુર નાસવા પ્રયત્ન કરવા લાગી.

**જીવી**—આમ ઘડી બે ઘડી માટે શામાટે મતી બગાડો છો. અને વૃદ્ધાશ્રમ શામાટે ખરાબ કરો છો. પુત્ર પત્ની પ્રત્યે આવા પ્રકારની વર્તણુંક રાખવી તે શું તમોને યોગ્ય છે. હું તમારા પગે પડું છું. મને ન સતાવો. પ્રભુના માટે મને મુકી દો. વૃદ્ધ થયા છતાં તમારી આ વાંચ્છના!

**રીખવચંદ**—ગાંડી તારા કરતાં હું વધુ સમજુ છું. સ્ત્રી અને તેમાં વળી યુવાનનો સમાગમ થતાં તો મારા જીવનના દહાડામાં વધારો થાય છે. તારા માટે તો હું જીવું છું, નહિ તો કયારનો મૃત્યુ પામ્યો હોત. માટે તારે છુટકે ના છુટકે મારી માંગણીને તો વશ થવું પડશે, નહિ તો પછી તું મારા ક્રોધનો ભોગ થઈ પડીશ.

**જીવી**--શું ત્યારે તમો મારૂં શિળ લુટવા માંગો છો.

**રીખવચંદ**—નહિ; પણ તારી સાથે રંગ રાગ રમી તને દરેક પ્રકારે સુખી કરવા માંગું છું.

**જીવી**—મારે તેવા સુખની જરૂર નથી.

**રીખવચંદ**—પસ્તાઇશ. રીબાઇ રીબાઇને મરીશ.

**જીવી**—દુઃખો તથા આફતોમાં પહાડો માથે તુટી પડશે, પણ હું મારૂં શિયળ કદાપિ લુંટાવા દઇશ નહિ.

**રીખવચંદ**—સાલી રાંડની જાત સીધી માનેજ નહિ.

કેહતાં રીખવચંદ જીવી ઉપર બળાત્કાર કરવા ધસ્યો; પણ જીવી પણ કાળીકા સમાન તેનો મુકાબલો કરવા લાગી. કોણ જાણે તેનામાં કયાંથી તાકાત આવી ગઈ કે તેણે રીખવચંદને એક એવી લાત મારી કે ચતોપાટ પડયો, અને જીવી ક્રોધમાં તેની સામાં જોઇ રહી. આવી રીતે પછડાતા રીખવચંદનો ક્રોધનો પાર રહ્યો નહિ. તરત તે ઉભો થઇ ગયો, અને પાસે પડેલી એક ડાંગ ઉપાડી જીવીને એવી તો મારી કે તે "ઓ માડી મરી ગઇ" કેહતાં પછડાઇ. આનો લાભ લઇ રીખવચંદે તેના હાથ પગ બાંધી દીધા. અને તેને ઉપાડી એક ઓરડીમાં જેમ કોઇ લાકડાની ભારી નાંખતું હોય તેમ નાંખી બારણે બહારથી તાળું વાસી દીધું.

---

## પ્રકરણ ૪ થું.

### ઉલમાંથી ચુલમાં.



"શા માટે સમાજ મને સંઘરવા ન પાડે છે? તેઓમાં શા માટે અપવિત્ર ગણે છે? એટલા માટે કે મારી પાસે બાળક છે. એકનો એક પુત્ર છે. ત્યાં સમજાવાથી જેને ન મુકી શકી તેને હવે લાચારીએ મુકવો પડશે. હાય! એક બાજુ પુત્ર છે તો બીજી બાજુ ઇજ્જત છે. તેમાં કોને પેહલું સ્થાન આપું? જો બાળકને તજતી નથી, તો સમાજ મને વ્યભિચારીણીના નામે ઉદ્દેશ

છે. કોઇ પણ સંઘરવા સાફ ના પાડે છે. કોઇની પાસે મદદ માંગવા જતાં પેહલોજ પ્રશ્ન કરે છે કે "આનો પિતા ક્યાં છે?" મેં એક નહિ પણ અનેકના ઓટલા ઘસી નાંખ્યાં છે. ઘણાં શેઠીયાના બારણાં ઘ-કેલ્યા છે, પણ સર્વે જગ્યાએથી નિરાશા વગર કાંઇ પણ પ્રાપ્ત થયું નથી. હાય! પુરૂષ વર્ગ કેટલો બધો સ્વાર્થી છે, તે મને સંઘરવા માંગે છે પણ પુત્ર સાથે નહિ. ત્યારે શું હું પુત્રનો ત્યાગ કરૂં! હાય! જેના માટે માબાપોને ત્યાં ન ગઇ. મહેનત મજુરી કરી ભીખ માંગી કંઇક અપમાનો સહન કર્યા, તેને ત્યાગી દેવું. અને ત્યાગી દેવું તો તેના કેવા હાલ થાય!"

"આ સર્વે દુઃખો મારે પુરૂષોના કારણે સહન કરવા પડ્યા છે, માટે મારે તેનો બદલો લેવો જોઇએ. તેમને પણ હાલ હવાલ કરવાજ જોઇએ. પણ હાલ તેના માટે મારે પુત્ર તો તજવો પડશે. કેટલું ભયંકર!"

આ પ્રમાણે એક સ્ત્રી પોતાના બાળકને ખોળામાં લઇ વડોદ-રાના એક બાગમાં આમતેમ આંટા મારી રહી હતી; અને બોલી રહી હતી. તેની વય આસરે વીશેક વર્ષની હશે. તે સ્વરૂપવાન હતી, અને કોઇ ઉંચ કુટુંબમાં ઉછરેલી હોય તેમ લાગતું હતું અને જગ-તના ચઢતી પડતીના ચક્રમાં પીલાઇ આવી દયાપાત્ર હાલતમાં આવી પડી હોય તેમ સ્વાભાવિક રીતે લાગતું હતું.

તે પોતાના બાળકના સામાં એકી ટસે જોઇ રહી હતી. જાણે પોતાના પુત્રના ભાગ્ય ઉકેલતી ન હોય. એટલામાં એક મોટર આવી. તેમાં એક સ્ત્રીને એક પુરૂષ બેઠેલા હતા. તે સ્ત્રીની થોડા અંતરે મોટર ઉભી રહી ગઇ, અને તે બન્ને જણાં હાથમાં હાથ નાંખી

ધીમાં ધીમાં વાર્તાલાપ કર્તા કર્તા આમતેમ ટહેલવા લાગ્યા અને આમ ટહેલતા ટહેલતા છેટે નીકળી ગયાં. ડ્રાઇવર પણ બગીચાની સુવાસિત મંદ મંદ વાતા શિતળ વાયુના કારણે ઉંઘી ગયો. તે બાળા જોઇ રહી હતી. તેને કાંઇ વિચાર આવતાં ઉભી થઇ ગઇ. ધીમાં ધીમાં પગે મોટર તરફ જવા લાગી તેની આંખમાં આ વખતે આંસુ હતા. તેણે પોતાના બાળકને ત્રણ ચાર ચુમ્બનો કરી લીધાં. તેણે પોતાના ખીસામાંથી એક ચીઠ્ઠી કાઢી બાળકના ગળામાં બાંધી દીધી. અને "મારા લાલ મુજ હતભાગણી તને સુખી કરી શકશે નહિ. આજે હું તને તરછોડવા તૈયાર થઇ છું, એક માતા ડાકણ બનવા લાચાર બની છે. હું તને કાંઇ ગરીબને ત્યાં નહિ મુકું. આ મોટર કોઇ સારા ગૃહસ્થની લાગે છે. મને આશા છે કે તે તને પાળશે. ત્યાં તું સુખી થઇશ. સમાજ ખાતર હું તને તજુ છું. મારે સમાજ પાસેથી બદલો લેવો છે, અને આથી આવું દયાહિણુ કામ કરવું પડે છે. મારા બાપ મને માફ કરજે. પ્રભુ તને સુખી રાખે." એવી રીતે મનને સમજાવતી સમજાવતી તે મોટરની સમિપ આવી ગઈ. ચારે બાજુ નજર કરી. કોઇ નોહતું. છેલ્લીવાર ચુમ્બન લઇ તેને મોટરમાં મુકી ત્યાંથી ખસવા લાગી. આ વખતે તેના હૃદયના કડકા થઇ રહ્યા હતા. પણ કોણ જાણે કઇ શક્તિએ તેનું દિલ વજ્રસમાન થઇ ગયું.

લપાતી લપાતી અને સંતાતી સંતાતી તે મોટરથી છેટે ઘણે છેટે જતી રહી, અને એક લતા મંડપમાં જઇ સંતાઇ ગઇ. જેમ કાઇ મહાન ગુનેહગાર ન હોય તેમ ધ્રુજી રહી હતી તેના અંતઃકરણ પોકાર કરી રહ્યું હતું કે "તે જે પુત્રનો ત્યાગ કર્યો છે. તે એક આસુરી કામ છે. માટે જા તેને લઇ આવ. તારી પાસે હશે તો તે જીવી શકશે નહિ, તો કોણુ જાણે શું એ થશે' આથી તે તરત

પાછી ત્યાં ઉભી થઇ. જ્યાં મોટર ઉભી હતી ત્યાં ગઇ પણ મોટરનો ત્યાં પત્તો નોહતો. વાંચક તું જાણી ગયો હશે કે આ બાળા કોઇ નહિ પણ પંડિતા છે. અનાથ આશ્રમમાંથી તે પોતાના બાળકને લઇ નીકળી, પણ પિતાને ત્યાં ન જતાં વડોદરે આવી હતી. અને ગુપ્ત નામે રેહતી હતી.

આવકનો તો એક પણ માર્ગ નોહતો. અને ખર્ચ તો થતોજ હતો આથી તેણે પોતાના દાગીના વગેરે વેચી નાંખ્યા હતા, પણ તે પણ નાણું થઇ રેહતાં ઘણાં શ્રીમંતો તથા ઉદારતાને નામે પંકાતા ગૃહસ્થો પાસે મદદ માટે ગઇ હતી. પણ તેને ત્યાં ઘણોજ કડવો અનુભવ થયો હતો. તે સમાજ ઉપર રીસે ભરાઇ હતી તેને આસરો આપનારા કેટલાક ઉત્પન્ન થયા હતા, પણ ત્યાં પુત્રનો ત્યાગ કરવો પડતો તેથી તે આસરો તેણે સ્વિકાર્યો નોહતો. આખરે લાચારીએ તે પોતાના પુત્રનો ત્યાગ કરવા તૈયાર થઇ ગઇ હતી. અને કોઇ ગૃહસ્થને ત્યાં મુકતાં પોતાનો પુત્ર સુખી થશે. તે આશાએ તેણે પોતાના બાળકને તે ગૃહસ્થની મોટરમાં મુકી દીધો હતો.

મોટરને તથા પોતાના બાળકને તે ન જોતાં ઘણાં દિલગીર થઇ. પોતાના આવા કૃત્યના માટે પસ્તાવવા લાગી, પણ શુ કરે લાચાર હતી. તેનું મગજ ભમવા લાગ્યું. ચક્કર આવતાં બેસી ગઇ. આમ કેટલો સમય બેસી રહી. અને જ્યારે કાંઇ ધીરજ આવી અથવા હૃદય હલકું થતાં ઉભી થઇ. ચારે બાજુ જોવા લાગી. તેની નજરે કોઇ પણ પડયું નહિ. તેણે આકાશ સામાં જોયું અને એક નિશ્વાસ નાંખ્યો. હવે કયાં જવું તેની તેને સમજ પડી નહિ. એટલામાં બે પુરૂષો તેની તરફ આવતા તેને માલમ પડયા. તેઓએ કોટ પાટલુન પેહરેલા હતા. માથે ઉત્તમ કોલીટીની બેંગ્લોરની ટોપીઓ પરિધાન

કરી હતી, પંડિતા તેમના સામાં જોઇ રહી. તેઓ બન્ને પણ તેની લગોલગ આવી ગયા. આ બન્ને યુવાનોમાં એકનું નામ મોહન તો બીજાનું નામ છગન હતું.

**મોહન**—બાઇ તું કોણ છે. અત્રે શામાટે ઉભી છે. મને લાગે છે કે તું કાંઇ આફતમાં ફસાયલી છે

**પંડિતા**—ભાઇ. આફત! હાય! મારા ઉપર જે આફત તુટી પડી છે તે પ્રભુ કોઇના ઉપર ન નાંખે.

**મોહન**—તમો ક્યાં રહો છો.

**પંડિતા**—મારૂં કોઇ રહેઠાણ નથી. નિરાધારોનું સ્થાનજ ક્યાં હોય. જ્યાં કાંઇ સહેજ આસરો મળી ગયો તે મારૂં નિવાસ સ્થાન.

મોહને પંડિતાનું આવું બોલવું સાંભળી છગનના કાનમાં કંઇ કહ્યું પંડિતા તે સમજી શકી નહિ.

**મોહન**—ત્યારે તું અમારી સાથે આવીશ.

**પંડિતા**—ક્યાં?

**મોહન**—જ્યાં તને સંપૂર્ણ આનંદ તથા આરામ મળે તેવા સ્થળે.

**પંડિતા**—મારી સાથે દગો તો નહિ રમવામાં આવે.

**મોહન**—અમો હિંદુ થઇ એક નિરાધાર હિંદુ બાઇ સાથે દગો રમીએ? નહિ. તે ન બને અમો તો માત્ર તમારી હાલત જોતાં દયા આવતાં મદદ કરવાના માટેજ આવું કરીએ છીએ. તેમાં અમારો હિંદુ ધર્મ સમજીએ છીએ. તેમાં ખાસ કારણ એ છે, કે જો કોઇ મુસલમાન મવાલીના હાથમાં સપડાઇ જશો તો તમારી ઘણી ખરાબ હાલત થશે. સત્ય રીતે તો એક હિંદુ બાઇને આફતમાં જતી બચાવી

લેવી એવો અમારો ધર્મ સમજીનેજ તમોને આટલો આગ્રહ કરીએ છીએ.

**મોહન**—પ્રભુ તમારૂં કલ્યાણ કરે.

પંડિતા પોતાની જાલમાં આબાદ ફસાતી જોઇ તે બન્ને યુવાનો ખુશી થઇ ગયા. બન્નેએ અરસપરસ સામ સામાં જોયું. અને આંખોના ઇશારામાં કંઇક કંઇ વાતો કરી નાંખી. પંડિતા પોતાની પેહલાની સ્થિતિ સાથે હાલની સ્થિતિ સરખાવવા લાગી; અને ભવિષ્યમાં શું થશે? તેના વિચારમાં પડી ગઇ. "જેમ રાખે રામ તેમ રેહવું દુઃખ કોની આગળે કેહવું" તેમ સમજી હાલતો સંજોગોને વશ થઇ આ બન્ને અજાણ્યા યુવાનો સાથે જવા તયાર થઇ ગઇ. પેલા યુવાનોએ તરત ગાડી મંગાવી અને તેમાં તેને બેસાડી. તેઓ પણ બેસી ગયા.

આ સર્વે બીના એક સાધુ જેવો જણાતો સમિપના લતા મંડપમાં સંતાઇને જોઇ રહ્યો હતો. જેવી ગાડી આગળ ચાલી કે તે સાધુ બહાર આવ્યો અને ગાડીની પૂઠ પકડી બરાબર થોડે થોડે છેટે ચાલવા લાગ્યો. ગાડી પૂલ ઉપર આવી કે એક કોઇ બાળકના રડવાનો અવાજ પંડિતાના કર્ણે અથડાયો. તેણે તરત ગાડીનો પરદો ઉઠાવી જે બાજુથી અવાજ આવતો હતો, તે તરફ જોયું. તેને લાગ્યું કે આ રડનાર મારૂંજ બાળક છે. આથી તેની ધીરજ ખુટી ગઇ ગમે તેમ પણ તે માતા હતી. તરત તેને લેવા માટે ગાડીમાંથી ઉતરવા માટે તૈયાર થઇ ગઇ.

**પંડિતા**—ગાડી ઉભી રાખો.

**મોહન**—કારણ?

**પંડિતા**—આ બાળક શા માટે રડે છે. તે મારે જોવું છે.

**મોહન**—એમાં જોવા જેવું શું છે, આમતો ઘણી વ્યભિચારીણીઓ ગર્ભ રેહતા પોતાના બાળકોને નાંખી દે છે. માટે તેમાં જોવા જેવું કાંઇ નથી.

**પંડિતા—**નહિ. હું તે બાળકને લઇ આવીશ.

**મોહન**—અરે ! વાહ ! વગર જણ્યાની પીડા લેવાનું કારણ? તમો લેવા જશો અને જો પોલીસ જોઇ લેશે તો તમોને ગુનેહગાર ઠરાવી કેદમાં નાંખશે માટે દયા ડાકણને ખાય એવો ઘાટ ઘડાશે.

**પંડિતા**—ગમે તેમ થાવો, પણ હું તો તેને લાવીશજ.

**મોહન**—તે નહિ બને.

**પંડિતા**—કારણ ?

**મોહન**—હમો જાણી જોઇ આફતમાં પડવા માંગતા નથી. ગાડીવાળા ગાડી ચલાવ.

કેહતાં મોહને પોતાની પાટલુનમાંથી રૂમાલ કાઢી પંડિતાના મુખ દબાવ્યું કે તરત તે બેભાન થઇ ઢલી પડી. સંજોગ પણ એવો બન્યો કે પેલો સાધુ એક વૃક્ષની પાછળ રહી સર્વે વાત સાંભળતો હતો; અને જ્યારે તેના સમજવામાં સર્વે વાત આવતાં ગાડીને અટકાવવા આગળ વધ્યો કે ગાડી પુરફાટ દોડતી દોડતી આગળ નીકળી ગઇ. સાધુ ત્યાં વિચારમાંજ ઉભો રહી ગયો. તે વિચાર કરવા લાગ્યો કે "શું આ કોઇ બદમાશો તો નહિ હોય ? મને તો એવાજ લાગે છે. અને શું તે સ્ત્રી પંડિતા છે ? જો પંડિતા હોય તો તે અત્રે કયાંથી ? તેનો બાળક સાથે શો સંબંધ ? આવા આવા પ્રશ્નો તેને થવા લાગ્યા. તેનો તે કાંઇ પરિણામ લાવી શક્યો નહિ. બાળક બરાબર રડી રહ્યું હતું

અર્થાત છેવટે એ સાધુ નિર્ણય ઉપર આવ્યો કે પહેલાં બાળકને સંભાળી લેવો જોઇએ. અને તેનો બંદોબસ્ત કર્યા પછી આગળ જોઇ લેવાશે. કે તરત તે સાધુ જે બાજુથી બાળકના રૂદનનો સ્વર આવતો હતો તે બાજુ ગયો, અને બાળકને ઉપાડી લીધો. બાળકને જોતાં તેને ખાતરી થઇ કે આ બાળક તે સ્રીનુંજ છે, કારણ તેની મુખાકૃતિ આબાદ તેને મળતી આવતી હતી. સાધુએ એક નિશ્વાસ નાંખ્યો; અને બાળકને લઈ ચાલતો થયો. સાધુની આંખમાં આંસુ હતા. શામાટે ? તે હાલ કાંઇ ન કહી શકાય. આ સાધુ કોણ ? પંડિતાનું શું થયું ? તે માટે વાચક આગળ ચાલ.

## પ્રકરણ ૫ મું.

### મુક્તિ.

રાત્રિના બે વાગી ગયા છે, ત્રણ વાગવાની તૈયારી છે. આખા અમદાવાદ શહેરમાં રાત્રિનો અંધકાર પ્રસરી રહ્યો છે: કેટલા સુખી પ્રાણીઓ શિતળ મધુર નિંદ્રા લઇ રહ્યા છે, ત્યારે કેટલા આટલો સમય થએલો છતાં આમ તેમ પાસા મારી રહ્યા છે, પણ તેમતે નિંદ્રાના દર્શન સરખા પણ થતા નથી. આવીજ હાલત જીવકોરની હતી. તેના સસરાએ તેને દુઃખ આપવામાં કોઇ પણ પ્રકારની ન્યુનતા રાખી નોહતી. હમેશા તે ઓરડીનું તાળું ઉઘાડી અંદર આવતો અને મારતો હતો. જીવકોર કાંઇ બોલ્યા વગર સર્વે સહન કરતી હતી, તેણે

ઠરાવ કરી લીધો હતો કે પ્રાણ જાય તો ભલે, પણ પોતાના શિયળને લુટાવા દેશે નહિ. જીવકોરની આવી મક્કમતાં જોઈ જાલીમ રીખવ-ચંદનો ક્રોધ પણ મક્કમતા સાથે વધુ વધુ આગળ વધતો જતો હતો. અને જીવકોર ઉપર જુલમનો વરસાદ વરસતો હતો

છેવટે સહનશિલતાની પણ હદ હોય છે. આમ રિબાઇ રિબા-ઇને મૃત્યુ પામવું તેના કરતાં આપઘાત કરી મરી જવાનો જીવકોરે વિચાર કર્યો હતો, પણ ત્યાં આગળ આપઘાત કરે તેવો તેને પ્રસંગ કે સાધનનો અભાવ હતો. તેની રૂમમાં માત્ર ત્રણ ચાર વાસણ વગર કાંઇ નોહતું.

જીવકોર કેદી અવસ્થામાં તે ઓરડીમાં બેઠેલી હતી. તેની આંખોમાં દુ:ખોમાં તથા ભૂખ તરસના કારણે ખાડા પડી ગયા હતા. મુખ લેવાઇ ગયું હતું. અર્થાત પેહલાના જેવી કાન્તિ રહી નોહતી. કાલે સારા દહાડા દેખાશે કે આવશે એ આશામાં તે દુ:ખો સહન કરી રહી હતી, પણ તેની આશા નાશ પામી હતી. તેથી તેણે આપઘાત કરવાને ઠરાવ કર્યો હતો. તે એક ફાટેલી ગોદડી ઉપર પડી રહી હતી, કે કંઇ વિચાર આવતાં ઉભી થઇ. પાછી બેસી ગઇ. બન્ને હાથ જોડી બોલવા લાગી કે –

" હે! પ્રભુ! તું ક્યાં ચાલ્યો ગયો છે. શું તું નથી જોતો કે મારા ઉપર કેવા કેવા પ્રકારના જુલમો થઇ રહ્યા છે. શું તું આ વાતથી અજાણ છે. તું તો ગરીબોનો નાથ તથા દુ:ખીનો બેલી છે. તો મારા સંબંધમાં આમ કેમ? સતિ દ્રૌપતિનું શિયળ સાચવવા હે શ્યામ તું ગરૂડે ચઢીને આવ્યો હતો. મહા સંગ્રામ કરી પાપીઓનો ક્ષય કર્યો હતો. તો પછી જ્યારે હું મારા શિયળ માટે આટલા

દુઃખો સહન કરી રહી છું. ત્યારે તારા અંતઃકરણમાંથી દયા ક્યાં નાસી ગઇ છે."

"હું એક નિરાધાર છું. મારો આધાર તારા વગર અન્ય કોઇ નથી. પતિદેવ નાના છે. અને તેમનું તેમના પિતા આગળ કાંઇ પણ ચાલતું નથી. તેમના હૃદયમાં મારા માટે લાગણી છે, પણ તેઓ કાંઇ પણ કરી શકતા નથી. અરે! હાય તે તો પુત્રવધુના પ્રત્યે મલિન વાંચ્છના રાખે છે. તેઓ મારો શિયળ ભંગ કરવા માગે છે. હું પવિત્ર રેહવા મનથન કરી રહી છું તેના માટે આવા દુઃખો સહન કરવા પડે છે. ગોવરધન ધારી! જો તું મારી વ્હારે નહિ આવે તો કોની વ્હારે આવીશ? શું તું જગતમાં પાપજ પ્રસારવા માંગે છે! જો નહિ. તો પછી મને કેમ બચાવી લેતો નથી? અને જો તેમ કરવામાં તારી શક્તિ ચાલતી ન હોય તો પછી મને તારી પાસે બોલાવી લે. જીવન કરતાં મૃત્યુ મને વધુ પસંદ છે. હું મૃત્યુને ભેટવા તૈયાર છું."

"હવે. મારામાં દુઃખો સહન કરવાની શક્તિ નથી. મૃત્યુ! મૃત્યુ! આવ. આવ. આ નિર્ભાગીને તારા શાન્ત છાંયડામાં લઇ લે.'

"કાળદેવથી નહિ બને તે હું કરી બતાવીશ" બારણાં બહારથી અવાજ આવ્યો આ અવાજ સાંભળતા જીવકોર ધ્રુજી ગઇ તે અવાજ તેના સસરા રીખવચંદનો હતો. જીવકોર ધ્રુજતી ધ્રુજતી બારણા તરફ જોઇ રહી. રીખવચંદ અંદર દાખલ થયો

જીવકોર—આ સમયે કેમ આવ્યા છો.

રીખવચંદ—તેનોજ જવાબ લેવા.

જીવકોર—હું તેનો તો જવાબ આપી ચુકી છું.

રીખવચંદ—પણ હું છેવટનોજ જવાબ લેવા આવ્યો છું. અને આ જવાબ ઉપરજ તારા જીવન મરણનો આધાર છે; અને જો

નહિ માને તો કાલ સવારે તારા ઉપર શોક લાવી ઉભી કરી દઇશ અને તને તો રિબાવી રિબાવી મારીશ. માટે સમજી જા, નહિ તો પાછળથી મારી સર્વે વાતો કબુલ કરીશ તો પણ કાંઇ થઇ શકશે નહિ. જો તું મારી મરજીને વશ થઇ તો પછી તારે લીલા લહેર છે, અને હું પણ તારો ગુલામ બનીને રહીશ બોલ શું કહે છે?'

જીવકોર કાંઇ બોલી નહિ. રીખવચંદ આગળ વધ્યો, અને તેનો હાથ પકડી લીધો અને પોતાના તરફ ખેંચવા લાગ્યો. જીવકોર બેબાકળી માફક તેના સામાં જોઇ રહી અને ખેંચાવવા લાગી જીવકોરની આવી હાલત જોતાં રીખવચંદે તેની કેડમાં હાથ નાખી પોતાના બાહુપાશમાં લઇ લીધી, અને મનમાં આનંદ માણવા લાગ્યો કે આખરે મારી મન વાંચ્છના પૂર્ણ થવાનો સમય આવી લાગ્યો. જીવકોરનો શ્વાસ જોરથી ચાલતો હતો. સાથે ધ્રુજી રહી હતી. ત્યારે રીખવચંદનો પણ શ્વાસ જોરથી ચાલી રહ્યો હતો. તેની કામવાંચ્છના ત્વરિત ગતિએ વધતી જતી હતી. તેણે વિચાર કર્યો કે જીવીના યોવન પ્રદેશના ઉભરાયલા યોવનનું મૃદન કરે. તે સાથે તેણે તે પ્રત્યે નજર નાખી કે જાણે નજર ચોંટી ન ગઇ હોય તેમ બીજી તરફ ન જોતાં તે તરફ તાકી રહ્યો. જીવકોર કામાંધ કુટુલની સામાં જોઇજ રહી હતી અને તે પોતાના યોવન પ્રદેશને નિહાળી રહ્યો છે. તે જોતાં તે પણ પોતાના યોવન પ્રદેશ પ્રત્યે જોવા લાગી. તેણે એક નિશ્વાસ નાંખ્યો. સાથે તેની આંખમાં આંસુ આવી ગયા.

રીખવચંદ—કેમ હૃદય! નિશ્વાસ નાંખી શામાટે રડે છે. હવે તારા દુઃખના દહાડા આજથી પૂર્ણ થાય છે. કાલ સવારથી તું આ ઘરની માલિક બનશે; એટલુંજ નહિ પણ જે ધારશે તે કરી શકશે. આવ મારા તપેલા હૃદયને શાન્ત કર.

કેહતા રીખવચંદે જીવકોરને પોતાની છાતી સાથે લગાડી લીધી. અને ચુમ્બન કરી મૃદન કરવા લાગ્યો. હવે જીવકોરને પોતાની સ્થિતિનું ભાન થયું; પોતાનું શું થવા બેઠું છે, અને પોતે કેવા પાપના માર્ગે વિચરી રહી છે. તેનું ભાન થયું. સાથે રીખવચંદે બળ વાપરી જીવી ઉપર ચઢી બેઠો. જીવી મોટી આફતમાં આવી પડી હતી, જેના માટે તેણે આટલા આટલા જુલમો સહન કર્યા. તે શિયળ આમ લુંટાવવાની અણિ ઉપર આવતાં તેના મનમાં પોતાના ઉપર ધિક્કાર છુટયો, પણ તે એવી ફસાઇ હતી કે પાપીના હાથમાંથી મુક્ત થવું મુશ્કેલ હતું. તેણે છુટી જવા બળ વાપર્યું પણ ફાવી નહિ વિષ્યલંપટ જેમ જેમ જીવી મુક્ત થવા બળ કરતી તેમ તેમ તેને વધુ દબાવતો હતો. તે બરાબર તેની છાતીથી થોડા છેટે બેઠેલો હતો. હવે તે ધીમાં ધીમાં ખસતો ખસતો જીવીના ચરણો તરફ જઇ રહ્યો હતો. પાસે ફાનસ બળી રહી હતી અને પ્રકાશ તે ઓરડીમાં પ્રસરી રહ્યો હતો. જીવી હાલ્યા ચાલ્યા વગર પડી રહી હતી.

રીખવચંદનો વિચાર થયો કે ફાનસને ખસેડી દેવામાં આવે તો સારૂં જેથી અંધકાર થતાં પોતાની ઇચ્છામાં ફાવી શકે અને શરમ જેવું રહે નહિ. આથી ફાનસ હોલવવા તે ઉભો થઇ ગયો. પણ ફાનસ હોલવવાના બદલે તેણે રૂમ બહાર મુકી દીધી. જીવી માટે આ પ્રસંગ ઉત્તમ હતો. તેનો લાભ તેણે બરાબર લીધો તે તરત ઉભી થઇ ગઇ અને બારણાં આગળ લપાઇને ઉભી રહી ગઇ; અને જેવો રીખવચંદ અંદર દાખલ થઇ બારણાં વાસી પોતાની વાંચ્છના પૂર્ણ કરવા આગળ વધે તે પેહલાં જીવીએ પોતાનું સર્વ બળ એકઠું કરી તેને એવો ધકકો માર્યો કે તે ઉંધા મુખે પછડાયો, અને એવો પછડાયો કે તરત ઉભો થઇ શકયો નહિ, આનો લાભ

લઇ જીવકોર તરત બારણા ઉઘાડી બહાર નીકળી ગઇ, અને પાછા તરત બારણાં વાસી દઇ બહારથી તાળું લગાવી તેની ચાવી બારીમાંથી બહાર ફેંકી દીધી, અને છુટકારાનો દમ લીધો. તેણે આજુબાજુ જોયું કોઇ નોહતું.

રાત્રિના બે વાગી ગયા હતા. અખિલ જગત ઘોર નિંદ્રાને આધિન થઇ ગયું હતું, પણ જીવકોર જાલિમના પંજામાંથી મુક્ત થતા ધ્રુજતી અને રડતી રડતી પોતાનો પતિ જ્યાં સુતો હતો ત્યાં આવી. તે શાન્ત નિંદ્રામાં ઘોરી રહ્યો હતો. તેને જોતાં તેની આંખમાંથી આંસુડા વેહવા લાગ્યા. ધીમાં ધીમાં તે પોતાના પતિ સમિપ જવા લાગી, પણ કોણ જાણે શો વિચાર આવ્યો કે પાછી અટકી ગઇ. તેનું મસ્તક નમી ગયું. જાણે છેલ્લાજ નમન ન કરતી હોય!

આમ કેટલોક સમય મસ્તક નમાવી ઉભી ઉભી રડતી રહી. જ્યારે રૂદન કરવાથી તેનું હૃદય હલકું થયું કે તે પોતાના પતિને ઉદેશી કેહવા લાગી. "વ્હાલા! માફ કરશો. આ નિર્ભાગી દાસીને માફ કરશો. હું આપનો વાંક કાઢવા માંગતી નથી. વાંક જો છે તો મારા ભાગ્યનો છે. મારો ધર્મ છે, કે હું પતિના ચરણોની શિતળ છાંય મુકી કાંઇ પણ ન જાવું, પણ હાય! તે શિતળતા મારા માટે આફત સમાન છે, માટે આપને મુકી આ પાપણી ચાલી જાય છે, અને તે હંમેશના માટે જાય છે. આ જન્મમાં જો પ્રભુને મેળવવાની ઇચ્છા હશે તો મળીશ. જો કે તેવી આશા સરખી પણ નથી, તો પણ આવતાં જન્મમાં તો મળીશજ. મારા પૂર્વ જન્મના પાપે આજે આપને મુકી સંચરૂં છું નાથ."

"નાથ ક્ષમા કરજો. મુજ પાપીણિના પાપ ક્ષમા કરજો. તમને મુકી જતાં મારૂં હૃદય રેંસાય છે, પણ શું કરૂં? નાથ લાચાર છું.

જુલમો સહન કરવાની શક્તિ હવે મારામાં નથી રહી. એકલી મારધાર અને ભૂખમરો હોત તો ઠીક હતું, પણ જ્યાં શિયળ લુટાવવાની ધાસ્તી હોય ત્યાં કેવી રીતે રહી શકું "?

"મારા ચાલ્યા જવાની વાત સવારમાં જાહેર થશે. મારા ઉપર જૂઠા આક્ષેપો મુકવામાં આવશે. મારી ખરી હાલત પ્રભુ વગર અન્ય કોઇ જાણતું નથી. તેમ અન્યને પણ જણાવવા માંગતી નથી. પ્રાણ જતાં પણ નહિ જણાવું, અને પ્રાણ ગુમાવીશ પણ શિયળ નહિ ગુમાવું. નાથ આપનો હક લુટાવા નહિ દવું. આપના નામને કલંક નહિ લાગવા દવું."

ત્યાં સુધી બોલવા પામી હતી કે ટાવરમાં ચારના ટકોરા થયા. તે સાંભળતા સાવધાન થઇ, અને અમણાં સવાર થઇ જશે. તે ધાસ્તીએ ત્યાંથી ખસી ઘરના મુખ્ય ભાગમાં આવી. ખુંટીએ લટકાવેલી ચાવીઓ લઇ એક પેટી ઉઘાડી તેમાંથી પોતાની જણસો કાઢી શરીરે પેહરી લીધી. અને એક જોડ લુગડાની કાઢી શરીર ઉપરના જુના તથા ફાટેલા લુગડાને બદલી એક સારી જોડ પણ પેહરી લીધી. કેટલું રોકડ લઇ પાછી પોતાના પતિની પાસે આવી હજી પણ તે નિંદ્રામાં હતો. જીવીની આંખમાંથી બોર બોર જેવા આંસુ પડી રહ્યા હતા.

પતિનું દફતર ઉઘાડી એક નોટ કાઢી. તેમાંથી કાગળ ફાડી પત્ર લખવા બેસી. રડતી જતી અને લખતી જતી. આંસુડે પત્ર ભીંજાતો હતો. છેવટે પત્ર પૂર્ણ કરી પતિની છાતી ઉપર મુકી. ઘર મુકી ચાલી નીકળી. હાલ તો જીવકોર જાલિમ સસરાના પંજામાંથી મુક્તિ મેળવવા ભાગ્ય ઉપર આધાર રાખી ઘરમાંથી ચાલી નીકળી

# પ્રકરણ ૬ ઠું.

## આપઘાત.

સવાર થવા આવ્યું હતું. જીવીનો પતિ જાગૃત થયો હતો. ઘરમાં કોઇ દેખાતું નોહતું; કારણ જીવીતો ચાલી ગઇ હતી. કામાંધ વૃદ્ધ તો ઓરડીમાં પુરાયો હતો, અને નીકળવા ફાંફાં મારી રહ્યો હતો. વખતે બુમો પાડે ને આડોશી પાડોશી જાણે તો ફજેતો થાય તે કારણે બારણાને તોડી કોઇ પણ ન જાણે તેમ બહાર નીકળવા માંગતો હતો. તેણે ઘણી મેહનત કરી પણ તેમાં તે ફાવી શકયો નહિ, અને તે રૂમમાં એવું એક પણ સાધન નોહતું કે જેથી બારણાં તોડી શકે. આથી નિરાશ થઇ બેસી રહ્યો.

જીવીનો પતિ ઉભો થતાંજ છાતી ઉપરનો પત્ર તેના જોવામાં આવ્યો કે તરત ઉપાડી લીધો, અને વાંચવા લાગ્યો.

" વ્હાલા પ્રાણેશ ! "

"આજે આ પહેલ વહેલોજ પ્રસંગ છે કે હું આપની ઉપર પત્ર લખું છું: મારી આશાના સૂર્ય આ પત્ર લખતાં મારૂં કાળજું કપાય છે. મારૂં દુઃખ કોઇની પણ આગળ કેહવા કરતાં તમારા આગળ પત્ર દ્વારા દર્શાવું છું; વખતે તમો નહિ જાણતા હોય. જાણશો તો દુઃખી થશો. હું આશાભરી આપને નિહાળી રેહતી, મુખે કાંઇ પણ બોલી શકતી નહિ, પણ આપે મારા હૃદયને ઉકેલવાની સહેજે મેહનત ન લીધી. લીધી હોત તો મારો આ વખત ન આ-

વત. આપે આપના પિતાની મરીયાદાના કારણે મારા દુઃખો જોવા છતાં આંખ આડા કાન કર્યા. તે તમારો ધર્મ હતો કે પિતાની આમાન્યા સાચવો; પણ આજે મને લખતાં શરમ આવે છે કે તમારા પિતાની કુદ્રષ્ટિના કારણે અને તેમની મલિન ઇચ્છાના કારણે મને પહેલીવાર સજ્જડ મારવામાં આવી હતી. તેમાંથી બચી ગઇ. પાછી આવી, પણ આપના પિતાની મતિ એને એજ રહી બીજીવાર મારા શિયળની માંગણી કરી. હું નજ ડગી. આથી મને બાંધી ઓરડીમાં કેદ કરી, અને અસહ્ય દુઃખો આપવા લાગ્યા. આ સર્વે તમો જોતા હતા, પણ કાંઈ ન બોલ્યા. સહન કરવાની પણ હદ હોય છે. આજ સાંજરે તમારા પિતા મારી લાજ લુટવા મારી રૂમમાં આવ્યા હતા, પણ પ્રભુ કૃપાએ હું બચી ગઇ છું, અને તેમનેજ ઓરડીમાં મેં પુર્યા છે, ચાવી નાંખી દેવામાં આવી છે. હવે હું અત્રે રહું તે મારા માટે ઉત્તમ નથી. જો રહું તો મારા ઘણાં બુરા હાલ થાય. તમો મને બચાવી ન શકો. તો પછી નિરાધારના શા હાલ થાય. માતાને ત્યાં પણ નહિ જાવું. ત્યાં જાવું તો પાછું આવવું પડે અને દુઃખના પહાડો તુટી પડે. માટે હવે તો અત્રેથી મારો પ્રભુ જ્યાં લઇ જશે ત્યાં જપશ. અને પ્રાણ જતાં પણ કલંક લાગવા દઇશ નહિ, કારણ પ્રાણ કરતાં પવિત્રા વધુ પ્રિય છે."

"મારી કાંઇ પણ શોધખોળ કરશો નહિ. મારો પત્તો લાગશે નહિ અને જડીશ તો મૃત્યુ પામેલી હોઇશ. કયાં જાવું છું ? કે ક્યાં જઇશ ? તેનું ગ્નાન મને પણ નથી. પ્રભુ જ્યાં લઇ જશે ત્યાં જઇશ. પ્રાણેશ ! મારો વાંક માફ કરશો. મારા મૃત્યુના સમાચાર સાંભળો તો દુઃખી ન થતાં. બીજા લગ્ન કરજો, પણ જો જો બીચારીના જીવનને મારી માફક નષ્ઠ કરતા નહિ વ્હાલા ! હું તમારા દર્શન કરી

દુ:ખની મારી ચાલી જાવું છું. ભાગ્યમાં હશે તો મળીશ નહિ તો પરલોકમાં મળશુ. હું છેલ્લા આપના પાસે ભિક્ષા માંગું છું. તે અન્ય કાંઇ નહિ પણ મારા નાસી જવાનું ખરૂં કારણ ન સંતાડતા સર્વેને જણાવજો. જેથી સમાજ મારા સંબંધમાં ખોટા વિચારો બાંધી ન શકે. કારણ બદનામી, બેઇજ્જતી કરતાં મૃત્યુ પામવું મને વધુ પ્રિય છે."

"વ્હાલા સવાર થતાં મારી સર્વે સ્થળે શોધખોળ થશે. મારી માતા જાણશે. તેને ધીરજ આપજો. વધુ લખતાં મારૂં હૃદય ચીરાય છે, તેના કકડે કકડા થઇ જાય છે. પ્રભુ! પ્રભુ! પ્રણામ.

લિ.

દુ:ખીયારી

જીવકોર.

પત્ર વાંચતાંજ તે બેબાકળો ઉભો થઇ ગયો, અને તરત તેના પિતા જે રૂમમાં હતો ત્યાં જઇ પોહચ્યો.

**ઉલ્લાસ**—પિતા ક્યાં છો?

**રીખવચંદ**—કોણ પુત્ર ઉલાસ બારણું ઉઘાડ.

**ઉલ્લાસ**—પણ મારી પત્ની ક્યાં?

**રીખવચંદ**—તેને તો હું અમણાં બહાર નીકળતાં સીધી બનાવી દઇશ, કારણ હું તેના ઉપર અત્રે દયા ખાઇ આવ્યો કે મરશે તેના જેવું કોણ થાય. મેં તેના સર્વે વાંકો માફ કર્યા, અને હવે સુધરી ગઇ હશે. અથવા સુધરી જશે તેમ જાણી તેની રૂમમાં આવ્યો કે તે છીનાળે મને ધક્કો મારી પાડી નાંખ્યો અને બહાર નીકળી મને અત્રે પુરી દીધો.

**ઉલ્લાસ**—શું આ તમો સાચું કહો છો.

**રીખવચંદ**--ત્યારે શું હું આ ઘડપણમાં અસત્ય બોલી ભવ બગાડું છું.

**ઉલાસ**—તમો તો ભવ બગાડવા તૈયાર હતા, પણ તેણેજ તેમ કરવા દીધું નથી.

**રીખવચંદ**—એટલે ?

**ઉલાસ**—તમારા મનને પૂછો. તમે આ પ્રત્યે કેવા પ્રકારની વર્તણુંક ચલાવી છે. તેને યાદ કરો. તેણે તમારા ઉપર શા શા ઉપકાર કર્યા છે. તેનો સહેજ ખ્યાલ કરો. પિતા. પિતા. શું પુત્રવધુના સંબંધમાં કુદ્રષ્ટિ કરવી તેમાં તમારો ભવ નહિ બગડતો હોય કેમ ?

**રીખવચંદ**—શું તે છીનાળના ભરમાવવાથી આવું તો બોલતો નથી. કેવી બદમાશ. કેવું ઉંધુંચતું ભરમાવી દીધું છે. હાય ! હાય ! જગતમાં પુત્રો જેટલા વહુના થઇ જાય છે તેટલા માબાપના થતા નથી. ખવડાવી પીવડાવી મોટો કર્યો તેનો તો આ બદલો આવતો નથી.

**ઉલાસ**—પિતા. તે તો તે હતી કે જે તમારા દુઃખો સહન કરતી હતી; અને તમારી વાતો સંતાડતી હતી. પોતાના ઉપર દુઃખોના વરસાદો થતાં પણ ઉંફ સરખી પણ નોહતી કરતી. તે સમજતી હતી કે આથી મારાજ ખાનદાનની આબરૂને ધોકો લાગશે. મારી સાથે સર્વેની બદનામી થશે; પણ હવે તેને એવા પ્રકારની ધારતી નથી. હું તમારા સર્વે અવગુણો જગતની આગળ મુકીશ.

**રીખવચંદ**—આ તું શું બોલે છે ઉલાસ ! મારા અવગુણ આ વૃદ્ધ હાલતમાં હું પાપી વિચાર કરૂં અને તે પણ બેટા તારી સ્ત્રી સાથે તોબા તોબા. પ્રભુ એવો અવસર ન લાવે.

**ઉલાસ**—પ્રભુની કૃપાથીજ તે બચી, અને એવો અવસર ન આવી શકયો, નહિ તો તમો તો પાપ માર્ગે વિચારવા તૈયારજ હતા.

**રીખવચંદ**—પણ બારણા તો ઉઘાડ.

**ઉલ્લાસ**—બારણા હું ઉઘાડી શકું એવી હાલતમાં નથી મારાથી ઉઘડી નહિ શકે.

**રીખવચંદ**—કારણ?

**ઉલ્લાસ**—બહાર તાળું છે, અને તેની ચાવી મારી પાસે નથી.

**રીખવચંદ**—એટલામાં તપાસ કર હશે.

**દઈલાસ**—નહિ. તાળું તોડવું પડશે, અને તે માટે કોઇને બોલાવવો પડશે.

**રીખવચંદ**—ના. ના. તેમ ન કરતો. તુંજ તોડી નાંખ, પણ તપાસતો કર, ચાવી મળી આવશે.

**ઉલ્લાસ**—ચાવી તો તેણે કાંઇ નાંખી દીધી છે, અને સાથે તે અત્રે નથી. કાંઇ ચાલી ગઇ છે.

**રીખવચંદ**—હા. કોઇને લઇને નાસી ગઇ હશે. ઉલ્લાસ તારામાંજ પાણી નથી, નહિ તો તે સાલી નાસી શું જાય. ઉભીને ઉભી ચીરી નાંખવામાં ન આવે. હવે તું જલ્દી બારણા ઉઘાડ હું તેને પાતાળમાં ગઇ હશે તો ત્યાંથી પણ ખોળી કાઢીશ. સાલી સ્ત્રીની જાત કોઇની થઇ છે કે આપણી થાય. તે ગઇ ક્યાં હશે? તેની માને ત્યાં ગઇ હશે. બીજી જવાની હતી ક્યાં? અમણાંજ જઇ ચોટલો પકડી ઘસડતી ઘસડતી ખેંચી લાવું છું.

**ઉલ્લાસ**—તે તમારી આશા પૂર્ણ થાય તેમ છેજ નહિ.

**રીખવચંદ**—કારણ?

**ઉલ્લાસ**—તે ક્યાં ગઇ છે. તેનો કાંઈ પણ પત્તો નથી.

**રીખવચંદ**—એતો હું જોઇ લઇશ. તું બારણા તો ઉઘાડ

**ઉલ્લાસ**—નહિ.

રીખવચંદ—કારણ શું ? છે.

ઉલ્લાસ—મેં મારી નજરે તેના ઉપર તમો શા શા જુલમો કર્યા છે, તે જોયા છે, પણ કાંઇ બોલ્યો નથી, પણ હવે તો હું તેની છેલ્લી માંગણી પ્રમાણે કરીશ.

રીખવચંદ—શું ?

આના જવાબમાં ઉલ્લાસે જીવીના પત્રનું સર્વે લખાણ વાંચી સંભળાવ્યું. આથી રીખવચંદ ધભરાવવા લાગ્યો અને પોતાના પુત્રને કાલાવાલા કરવા લાગ્યો, પણ તેણે કાંઇ પણ ગણકાર્યું નહિ.

ઉલ્લાસ—પિતા બેસો હું માણસોને તેડી લાવું છું, અને પ્રિય જીવીની છેલ્લી માંગણી સ્વિકારૂં છું, પછી મારૂં ભલે જે થવાનું હોય તે થાય.

રીખવચંદ—ઉલ્લાસ. ઉલ્લાસ. ઉલ્લાસ.

પણ ઉલાસ ત્યાંથી ચાલી નીકળ્યો. અને ગામના પટેલીયા પાસે દોડી ગયો. તેના હાથમાં પોતાની સ્ત્રીનો કાગળ આપ્યો. પટેલીયો પત્ર વાંચતાંજ ઉલ્લાસ સામાં જોવા લાગ્યો. સાથે ઉલાસે તેને સર્વે હકીકત સમજાવી દીધી. આથી પટેલ બીજા માણસોને સાથે લઇ એક લુહારને તાળું તોડવા માટે સાથે લઈ રીખવચંદના ધર આગળ આવ્યા. લોકો ધરમાં આવતાં કાંઇનું કાંઈ બોલવા લાગ્યા. ધરમાં શોર બકોર થઇ ગયો. રીખવચંદ આ ગરબડ સાંભળી વસ્તુસ્થિતિ સમજી ગયો, અને તેને લાગ્યું કે હવે ફજેતી થવામાં કાંઇ પણ બાકી રહ્યું નથી. એ લોકોને કેવી રીતે મુખ બતાવીશ આથી તરત ઉભો થઇ આજુબાજુ જોવા લાગ્યો, તો જીવીને જે દોરડા વતી બાંધી હતી. તે તેની નજરે ચઢતા તરત તેણે તે ઉપાડી લીધાં અને તેમાં સરક ગાળોવાળી તેના બેના છેડા હિંચકા માટે લગાડેલા બે કડામાં બાંધી દીધા.

હાય ! જે રાસ વડે તેણે જીવીને મુશ્કેટાટ બાંધીને ફેંકી દીધી હતી તેજ જીવીનું વેર લેતી હોય તેમ લાગતું હતું.

બારણા ઉપર હથોડા વડે પ્રહારો થવા લાગ્યા. સાથે રીખવચંદ બદનામીની બીકે ધ્રુજવા લાગ્યો. તરત તેણે ખૂણામાં પડેલા એક ખોખા ઉપર ઉભા થઇ ગળામાં ફાંસો નાંખી, પગની ઠોકર વડે તે ખોખાને ધકેલી દીધો, કે તે લટકી પડયો. હવે તે પોતાના આવા કામ માટે પસ્તાવવા લાગ્યો, કે મેં આ મુર્ખતા કયાં કરી, કે આમ વગર મોતે મરવાનો સમય આવ્યો. જો મેં ફાંસો ન ખાધો હોત તો લોકો મને શું કરવાના હતા. પણ હવે તે વખત વહી ગયો હતો. તેણે જેમ જેમ પોતાના ગળામાંથી ફાંસો કાઢી નાંખવા ફાંફાં મારવા માંડયા, તેમ તેમ ફાંસો વધુ સજ્જડ બેસતો ગયો, અને તરફડવા લાગ્યો.

બારણાની તડમાંથી લોકો રીખવચંદને ફાંસો ખાતો જોઇ શોર બકોર કરવા લાગ્યા અને જલ્દી બારણાં ઉઘાડવા પોકારો કરવા લાગ્યા. એક તો પાસેથી કુહાડો લાવી બારણાં ચીરવા લાગ્યો, તથા બીજા પણ પ્રહારો કરવા લાગ્યા. જેમ તેમ કરતા બારણાં ઉઘડી ગયા. સાથે માણસોનું મોટું ટોળું તે રૂમમાં પેસી ગયું, પણ તે આવે તે પેહલાં નરાધમ પોતાના પાપની શિક્ષા ભોગવવા ચાલ્યો ગયો હતો.

જોત જોતામાં આખા ગામમાં " હો હો હો. " થઇ રહી. જ્યાં જુવો ત્યાં જીવી તથા રીખવચંદની વાતો થવા લાગી. તેવામાં પોલીસ પણ આવી પોહચી, તેણે આવતાં લાશનો કબજો લીધો, અને પંચકેસ પછી કેટલી મુશ્કેલીએ લાશને દહનક્રીયા કરવાની રજા આપી છેવટે પાપનો કીડો આવી રીતે અકાળ મોતને શરણ થયો.

---

# પ્રકરણ ૭ મું.

## માતાનો વિલાપ.

એક કાનેથી બીજાના કાને એમ ઉડતી ઉડતી વાત જીવકોરની માતા વિજકોરને પણ થઇ. પહેલ વહેલા તો તેણે તે વાત માની નહિ, કારણ જીવકોર આમ ચાલી જાય તે તેની બુદ્ધિમાં પણ આવ્યું નહિ, કારણ જીવકોર ત્યાંથી નાસે તો અત્રે આવે, બીજે કયાં જાય? તેમ તેની ખાતરી હતી, પણ જ્યારે ઘણાં લોકો સાક્ષી પુરવા લાગ્યા, ત્યારે તેણે પોતાના પુત્ર લલ્લુરામને દોડાવ્યો કે ખરી ખબર શી છે તે જાણી લાવે. લલ્લુ માતાનો હુકમ થતાં પોતાની બેનની ખબર જોવા દોડી ગયો, અને વિજકોર મહાન ચિન્તામાં ઓટલા ઉપરજ બેસી ગઇ. ને વિચાર કરવા લાગી કે શું જીબી કાંઇ નાસીજ ગઇ હશે. શામાટે નાસી ગઇ હશે. તેના માથે આટલા આટલા દુઃખો પડયા તે તેણે સહન કર્યાં તો પછી એવું તે શું બન્યું કે તે નાસી જાય! પણ તે નાસીજ જાય કેવી રીતે? કારણ મારા વગર તેનું કોણ છે? કે તે ત્યાં જઇને આસરો લે. શું કાંઇ કુવો હવાડો તો નહિ કર્યો હોય. વગેરે વિચારમાંને વિચારમાં તે મસ્તક નમાવી બેઠી હતી. મહોલ્લાની બીજી ઓઓ પણ વાત શી છે. તે જાણવા માટે ત્યાં એકઠીઓ થઇ ગઇ હતી, અને તેઓ પોત પોતાના સ્વભાવ પ્રમાણે જુદા જુડા પ્રકારની વાતો તથા અટકલો કરવા લાગી હતી.

૧ સ્ત્રી—છોકરી બહુ ડાહી! પણ આમ નાસીને તે વળી કયાં ગઇ હશે. શું તેણે આગળ પાછળનો પણ વિચાર નહિ કર્યો હોય!

પણ શું એકલી ગઇ હશે કે તેની સાથે કોઇ હશે. જો કોઇને લઇને નાસી ગઇ હશે તો તેના માબાપને તો મોઢું દેખાડવાનો પણ વખત રેહશે નહિ.

૨ જી સ્ત્રી—અલી મેં તો સાંભળ્યું છે તે રાત લઇને નાઠી, અને પોતાને કોઇ રોકે નહિ તેટલા માટે તેણે પોતાનો સસરો જ્યાં ઉંઘતો હતો તે ખંડના બારણા વાસી બહાર તાળું લગાવી ચાલી ગઇ છે.

૩ જી સ્ત્રી—મને તો લાગે છે કે કોઈ ફાંકડાને લઇ નાસી ગઇ હશે. પતિ નાહનો અને પોતે ઘોડા જેવી થઇ હતી. જેવો ભાઇ તેવી બેન. જુવોને તે તો કિશોરનીજ બેનને ! તેના કારણે તો બીચારા બે જણના પ્રાણ ગયા. દાઝના માર્યા આનંદીના પતિએ તેને મારી. કેમ ન મારે કોઇ બાયલો હોય તેને પણ પાણી ચઢી આવે, પણ કિશોરે પાડોશ પણ ન જોયું. બળ્યું તેને લાજ પણ નહિ આવી હોય. એનું શું ગયું. તે તો નાસી ગયો અને આનંદી મરી ગઈ સાથે પોતાના પતિને પણ મારતી ગઇ.

૪ થી સ્ત્રી—તેના પતિનું શું થયું ?

૩ જી સ્ત્રી—તેઓ આજે પાંચ વાગે કચેરીમાંથી આવ્યા તે કેહતા હતા કે આનંદીના ખુનના બદલે તેના પતિને ફાંસીનો હુકમ થઇ ગયો છે.

૪ થી સ્ત્રી—હાય ! હાય ! બીચારાને ફાંસી આપવામાં આવશે.

૨ જી સ્ત્રી—હા. બેન ભાઇએ બેનો જીવ લીધો અને બેને એકનો જીવ લીધો, કહે છે કે તેનો સસરો રીખવચંદ ફાંસો ખાઇ મરી ગયો.

૧ લી સ્ત્રી—હાય ! હાય ! માડી ગઝબ થયો. સસરાને ખાઇ

ગઇ. સારૂં થયું કે નાસી ગઇ નહિ તો કોને કોને ખાત. બાપ જીવતી ડાકણ!!

૩ જી સ્ત્રી—આ તમો શું બોલો છો. જેમ મનમાં આવ્યું તેમ બોલતાં શરમાતીઓ નથી. બીચારી જીવકોર તો રાડામાંની ઇયલ જેવી હતી. આપણાં ફળીયામાં તમે કોઇ પણ દહાડો તેને વઢતી કે તેના સંબંધમાં કાંઇ પણ ફરિયાદ સરખી પણ સાંભળી છે. ખરી વાત જાણ્યા વગર ગમે તેમ બોલીએ અને તેના માબાપ સાંભળે તો તેમને તો બળતા ઉપર ઘી હોમાવવા જેવું થાય. એ તો બા જેના જેના ઉપર પડે તે જાણે. તમારે શું છે.

આવી પ્રમાણે મહોલ્લાની સ્ત્રીઓ પોતાની મરજીમાં આવે તેમ ગમે તેનો વાંક કાઢવા લાગી. કોઇ જીવકોર ઉપર દયા ખાતુ તો તેના સસરાની, તો કોઇ એક બીજીને જુઠી પાડવા સામાં થતી, અને આવી વાતો વાતોમાં તો એક બે જાણીઓ વઢી પણ પડી. બીચારી જીવકોરની માતા દુઃખના ભાર તળે દબાઈ બધું સાંભળ્યા કરતી હતી. કહેતો કોને કહે અને સાંભળે તો કોનું સાંભળે. એટલામાં તેનો પુત્ર લલ્લુ રડતો રડતો આવ્યો. અને આવતાંજ તેણે ત્યાં જે બનાવ બન્યો હતો તે સર્વે કહી સંભળાવ્યો. તે ખબર સાંભળતાં તો વિજકોરના ઉપર વિજળી તુટી પડી હોય તેમ બેબાકળી જેવી સર્વેના સામાં જોવા લાગી. એટલામાં તેના પતિ પણ બહારગામ ગયો હતો તે આવી પોહચ્યા. પોતાના ઘર આગળ બધા માણસોને એકઠા થએલા જોઇ તેઓ પુછવા લાગ્યા. પોતાના પતિદેવને જોતાજ વિજકોરનું હૈયું ભરાઇ આવ્યું અને એકદમ પોક પાડી ને "ઓ મારી ગરીબ જીવી" કેહતા રડી પડી. પોતાની સ્ત્રીને આમ રડતી જોઇ. તે તો ઘણો ઘબરાઇ ગયો. શું બન્યુ તેની તેને જરા પણ ખબર

નોહતી. શું જીવી મૃત્યુ પામી. તે માંદી નોહતી ત્યારે મરણ કેવી રીતે થયું. તે જાણવા તે આજુબાજુ જોવા લાગ્યો, લલ્લુ પણ પિતાને જોતાં વળગી પડયો અને રડવા લાગ્યો. સાથે રડતા રડતા તેણે સર્વે વારદાત કહી દીધી. તે હકીકત સાંભળતાં જીવીના પિતાની આંખમાં પણ આંસુ આવી ગયા. જીવકોરની માતા તો હૃદયભાટ રૂદન કરતી કરતી બોલી રહી હતી કે "હાય! મારી દુઃખીયારી પુત્રિ કયાં ગઇ હશે? હાય! મેં તેની સંભાળ ન લીધી. અને દરેક વખતે તેને ગમે તેમ સમજાવી સાસરે મોકલી, પણ જાલિમ અને રાક્ષસની વૃત્તિ ધરાવનારના કારણે કોણ જાણે મારી પુત્રિ કયાં ગઇ હશે. તેના કેવા હાલ થયા છે. કયાં રઝળતી હશે. તે ઘરના બહાર નીકળતા પણ બીહતી હતી. કુતરા ભસ્તા જોઇ ઘરમાં ઘુસી જતી હતી. અને મને વળગી પડતી હતી. તે કોઇના પણ આસરા વગર આમથી તેમ રઝળતી હશે, તે રડી રહી હશે અને આજુબાજુ આસરો ખોળતી હશે. તેના દયામય નેત્રો દરેક પાસે દયાની ભિક્ષા માંગતા હશે. હાય! હાય!! માબાપો હોવા છતાં આમ નિરાધાર અવસ્થામાં તે કયાં કયાં ભટકતી હશે. હાય! હાય! મારી પુત્રિ મારી દુઃખીયારી પુત્રિ તું કયાં હઇશ."

"મારાજ વાંકે તું કાંઇ ચાલી ગઇ. તુ ઘણીવાર સાસરેથી દુઃખના માર્યે માબાપો પાસે આવી રડી પડી. પોતાના દુઃખો દર્શાવ્યા હમારો ધર્મ હતો કે હમો તેને તે દુઃખમાંથી બચાવી લેવા તારી વારે ચઢી તારા સાસરીયાને ઠપકો આપીએ પણ હાય! તેની સમજ અમોને ન પડી., અને તને ગમે તેમ સમજાવી સમજાવી પાછી મોકલી. પોતે સાસરે જતાં કંટાળતી હતી ધ્રુજી ઉઠતી હતી, પણ માબાપનો હુકમ થતાં ઉના ઉના આંસુડા ગાળી ચાલી જતી હતી. એવી ગરીબ

હતી. બેટા હવે મને પસ્તાવો થાય છે કે મેં મારૂં હૃદય પત્થરનું કરી તારી સંભાળ ન લીધી."

"દુઃખીયારી જન્મની દુઃખીયારી! તું અત્રે ન આવતાં અન્ય સ્થળે કેમ ચાલી ગઇ? તને બીક હશે કે માબાપને ત્યાં જતાં પાછું તરત સાસરે જવું પડશે! પણ બેન હું તેમ ન કરત; પણ આમ ક્યાં ચાલી ગઇ. હાય! હાય! કોઇ મારી પુત્રિને બચાવવા લો. કાંઇ કુવો હવાડો ન કરેરે બાપ." કેહતાં તેણે જમીન ઉપર પછાડી ખાધી અને પોતાના માથાના વાળો બન્ને હાથે વીંખી નાખવા મંડી અને મસ્તક પછાડવા લાગી. આથી આજુબાજુ ઉભેલી સ્ત્રીઓએ તેને પકડી લીધી. તેના બાળકો પણ પોતાની માતાની આવી હાલત જોઇ ઉભા ઉભા રડતા હતા. દેખાવ એવો કરૂણ બની ગયો હતો કે ગમે તેવાની આંખોમાં આંસુ આવી જાય.

જેમ જેમ જીવીની માતાને લોકો સમજાવતાં તેમ તેમ તેના દુઃખી હૃદય ઉપર ભારે અસર થતી હતી, અને તેની આંખમાંથી આંસુની ધારાઓ વધુ પ્રમાણમાં નીકળતી હતી, અને કકળતી હતી. જીવીનો બાપ પણ શું કરવું તેની સમજ ન પડતા ઉભો ઉભો રડી રહ્યો હતો. વિજકોરની નજર પોતાના પતિ ઉપર પડતા કેહવા લાગી. "નાથ! જાવો. જાવો. મારી ગરીબ દુઃખીયારી જીવીને ખોળી લાવો. જ્યાં ગઇ હોય ત્યાંથી તેને સમજાવી, ફોસલાવી, લઇ આવો નહિ તો હું તેના વિયોગમાં મારા પ્રાણ આપી દઇશ, કારણ તેને ખરી રીતે દુઃખી કરનાર આપણે છીએ. આપણે પેહલાંથી વિચાર્યા વગર માત્ર ઉંચ કુટુંબ જોઇ બીચારી ગરીબડી ગાય જેવીને કસાઇના ઘરમાં સોંપી દીધી. જેને મેં મારૂં લોહી પાઇ પાઇ ઉછેરી હતી, તે દયા વગર ધગધગતી આગમાં હોમી દીધી. સાચે ખબર સરખી પણ ન

લીધી. નાથ જાવો, જાવો, તેને ખોળી લાવો.'' વિજકોરના આ શબ્દો એવા હતા કે ગમે તેવાનું હૃદય પીગળી જાય, આજુબાજુ ઉભેલી સ્ત્રીઓ પણ આ હાલત જોતા રડવા લાગી અને સર્વેની લાગણીઓ તેની તરફ ઢળવા લાગી. જીવીનો પિતા પણ ઉભો ઉભો સાંભળતો તથા રડી રહ્યા હતો તેના પણ મનમાં ખાતરી થઇ ગઇ કે અમારી ભૂલેજ તેના ઉપર આફતના પહાડો તુટી પડયા છે. તે પોતાની પુત્રિને ખોળવા માટે તરત તૈયાર થઇ ગયો અને કેહેવા લાગ્યો. ,, લો હું જાવું છું અને તમો સર્વેને પ્રભુના આસરે મુકી સીધાવું છું. મને આશા છે કે હું ભાલ કાઢી તરત પાછો આવીશ. જ્યાંસુધી તેનો પત્તો નહિ લાગે ત્યાંસુધી પાછો આવીશ નહિ. " કેહતાં તે ઘરમાં ગયો અને મામલતદારને પોતાની મુશ્કેલીઓ બાબત એક અરજીમાં જણાવી રજાનો રિપોર્ટ ઘડી ખીસામાં મુકી કેટલુંક નાણું તથા દોરી લોટો લઇ પુત્રિની ખોળ કરવા તૈયાર થઇ બહાર નીકળ્યો. તેને જોતાં સર્વે સ્ત્રી મંડળે આશિર્વાદ આપ્યા અને પોતાની પત્નિ તથા બાળ-મળી પુત્રિના દુ:ખે દુ:ખી થતો પિતા પુત્રિને ખોળવા ચાલી નીકળ્યો.

---

## પ્રકરણ ૮ મું.

### પડતા ઉપર પાટું.



વકોર ઘરમાંથી નીકળતા તો નીકળી ગઇ, પણ ક્યાં જવું? તે પ્રશ્ન તેને ભારે થઇ પડયો. માબાપને ત્યાં જતાં પાછી પતિગૃહે આવવુંજ પડે. અને એમ થાય તો જાલિમ કામાંધી કુટિલતા વાપરવામાં પાછી પાની કરે નહિ કારણ તેણે પોતાના

સસરા સાથે ચલાવેલી વર્તણુંક તે કદાપિ પણ માફ ન કરે તેવી હતી. તેની માર તથા જુલમના કારણે તે ધ્રુજી રહી હતી. હવે કયાં જવું? તેની તેને કાંઇ સમજ પડી નહિ. તેણે આકાશ સામાં જોયું, અને સ્વાભાવિક રીતે નિશ્વાસ નીકળી ગયો. સાથે આંખોમાં આંસુ પણ આવી ગયા. તેને એક પણ સ્થળ એવો ન જણાયો કે જ્યાં પોતાને આસરો મળે તથા આફતમાંથી બચી શકે. તેમ ઘર આગળ ઉભા રેહવું તે પણ આફતમાં સફાવવા બરાબર હતું. કારણ તેનો સસરો ઓરડીમાંથી નીકળી પોતાનો ક્રોધ શાન્ત કરવા માટે તરત પોતાની શોધખોળ કરશે એવી તેને ખાતરી હતી. આખરે પ્રભુઉપર નિશ્વાસ રાખી જ્યાં ભાગ્ય લઇ જાય ત્યાં જવા તૈયાર થઇ.

મીલકામદારો કામ ઉપર જઇ રહ્યા હતા. તેમની સાથે વગર સમજે ચાલવા લાગી. તે પાછળ જોતી જતી હતી અને આગળ ઉતાવળી ઉતાવળી ચાલી રહી હતી. એટલામાં એક કામદારે પોતાના મિત્રને બોલાવ્યો તેનું નામ કિશોર હતું. કિશોર નામ સાંભળતાં જીવકોર ચમકી. કારણે તેના ભાઇનું નામ પણ કિશોરજ હતું. શું મારો ભાઇ તો નહિ હોય. લાવ જોવું એવો વિચાર થતાંજ તે આગળ ઉતાવળે ચાલી અને પેલા બેજણુ જ્યાં વાતો કરતા હતા, ત્યાં આવી નિહાલીને જોવા લાગી. આમાં પોતાનો ભાઈ કિશોર નથી, પણ અન્ય કોઇ છે. તે જોતાં તેની નિરાશાનો ભાર રહ્યો નહિ. દુઃખના વખતે ભાઇ યાદ આવી ગયો. સાથે આંખમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. અને રડતી રડતી આગળ વધી ગઇ. ટુંકમાં રડતી હતી અને આગળ ચાલી જતી હતી. પોતે કયાં જાય છે તેનું પણ તેને ભાન નોહતું.

જવું તે માટે તે જતી હતી, કયાં જવું ? ને તેણે નક્કી કર્યું

નોહતું. અંગાઅર દહતા સાથે તે ચાલી રહી હતી. આગળ પાછળ શું બને છે તેનું પણ તેને ભાન નોહતું. તેના હાથમાં એક નાનકડી પોટલી હતી. અને ચાલ્યા જતી હતી. તે કાલુપુર દરવાજા બહાર ગેટ પાસે આવીને કે "હે! બાઇ સંભાળો. સંભાળો" ના પોકારો થયા કારણ તેની પાછળ એક મોટર આવી રહી હતી, તેમ સામાં પણ મોટર હતી. એક્સીડન્ થાય તેમ જણાતા પોલીસે પોકાર કર્યો હતો. મોટરવાળાઓએ પણ પોકાર મચાવ્યો; પણ જીવીના કર્ણો એવા બહેર મારી ગયા હતા કે તેમાંનું તેણે કાંઇ પણ સાંભળ્યું નહિ. મોટરો ઉભી રહી ગઇ પણ જીવી થોભી નહિ, અને જ્યારે સામી મોટર સાથે તે અથડાઇ ત્યારે તેને ભાન થયું. સારૂં થયું કે મોટર ઉભેલી હતી. "શું આંધળી છે કે જોતી નથી." મોટર ડ્રાઇવરે કડકાઇથી કહ્યું. તે આજુબાજુ જોવા લાગી. તેને ભાન થયું કે પોતે ક્યાં આવી પોહચી છે. તેણે પોતાની જાતને સંભાળી અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ભેગા થએલા માણસોમાંથી શંકાની નજરે સર્વેની સામાં જોતી જોતી બહાર નીકળી ગઇ, અને સીધી સ્ટેશન ઉપર જ્યાં બીજા ઉતારૂઓ ટીકીટ લેવા લાઇનસર ઉભા હતા ત્યાં આવી ઉભી રહી ગઇ. ટીકીટ માટે પોલીસવાળો પેસિનજરોને લાઇનમાં ઉભા રેહવા સુચનાઓ કરતો હતો. આથી જીવી પણ પુરૂષોની લાઇનમાં ઉભી રહી ગઇ. આથી લોકોની નજર તેના ઉપર ચોંટી ગઇ. સર્વે જાણે પોતાની સામાં શા માટે જુવે છે! તેવો જીવીને સ્વાભાવિક રીતે પ્રશ્ન થયો. શું પોતે નાસી આવી છે, તે સર્વે જાણે છે કે શું! એવો તેના મનમાં તરંગ થતા મુંઝાઇ ગઇ, એટલામાં પોલીસવાળો તેની પાસે આવતો લાગ્યો. વળી પોલિસવાળાને જોતાં તેના મનમાં નવિન ધાસ્કો પડ્યો.

**પોલિસ**—તમારે ક્યાં જવું છે? તમારે અત્રેથી ટીકીટ લેવાની નથી. ચાલો મારી સાથે.

પોલિસવાળો આટલું કહી ટીકીટની બારી તરફ ચાલ્યો. જીવી પણ તેની પાછળ પાછળ ટીકીટની બારી આગળ આવી ઉભી રહી ગઈ. હવે ટીકીટ ક્યાંની લેવી તેની પણ તેને સમજ પડી નહિ. માણસો ટીકીટો લઇ ચાલ્યા જતા હતા, પણ તે ટીકીટ માટે હાથ લંબાવતી નોહતી. દીંલમુઢની માફક ઉભી રહેલી હતી.

**પોલિસ**—ઉભા રહો આ બાઇને ટીકીટ લઇ લેવા દો.

પોલીસનું આવું બોલવું સાંભળી સર્વે માણસો અટકી ગયા, અને પોલીસવાળાએ જીવીને ઉદ્દેશીને કહ્યું. "તમો કોણ છો? ટીકીટ લેવી હોય તો પૈસા આપી લઇ લો." પૈસાનું નામ સાંભળતાં જીવીએ પોતાના ખીસામાંથી પાંચની નોટ કાઢી અને ટીકીટની બારી સામાં જોઇ રહી કે એક ઉતાવળીયાએ "એક વડોદરા" બોલ્યો. સાથેજ જીવીએ નોટ બારીમાં નાંખી. ટીકીટ માસ્તર તરત વડોદરાની ટીકીટ કાઢી આપી અને બાકીના પૈસા સાથે બારી આગળ મુકી દીધા. "ચાલો લઇ લો" એક માણસે કેહતાં તેણે ટીકીટ તથા નાણાં ઉપાડી લીધા અને ત્યાંથી ખસી ગઇ, અને ટીકીટને જોવા લાગી.

**એક મુસાફર**—બેન તમારે ક્યાં જવું છે?

**જીવી**—મારે?

**મુસાફર**—હા. જોવું ટીકીટ. અહો વડોદરા જવું છે. ચાલો ટાઇમ થઇ ગયો છે. કેહતાં તે ચાલવા લાગ્યો જીવી પણ તેની પાછળ પાછળ ચાલવા લાગી. ટુંકમાં ટ્રેન પાસે આવતા પેલા યુવાને જીવીને સ્ત્રીઓના ડબ્બામાં બેસાડી પોતે આગળ પુરૂષોના ડબ્બામાં બેસી ગયો ટાઇમ થતાં ગાર્ડે ધ્વજા ફરકાવી. ગાડી ચલાવવાનો ઓર્ડર

મળી અયો. સીટી વાગતા ટ્રેન ચાલવા લાગી. જીવીના હૃદયમાં મહાન વેદના થઇ રહી હતી. કરતાં તો કરી બેસી હતી; પણ પાછી પસ્તાતી હતી. પણ શું કરે. આ સર્વે તેણે લાગણી વશ થઈ કર્યું હતું તેમાં તે નિર્દોષ હતી. લાચાર હતી.

પોતે કયાં જાય છે. તેનો વિચાર આવતાં તે ધ્રુજી ગઇ. મારૂં શુ થશે તે વિચારે તેને રડાવી દીધી. પાસે બેસેલી સ્ત્રીઓએ તે જોઇ લીધું. સ્વાભાવિક રીતે સ્ત્રીઓનું હૃદય કોમળ હોય છે. તેમાં ખાસ પોતાની કોટીની બેનને રડતી જોઇ તેમના હૃદયો પીગળે તે સ્વાભાવિક હતું. તેને રડતી જોઇ શામાટે રડે છે. શું દુઃખમાં આવી પડી છે. તે જાણવા સર્વેને અભિલાશા ઉદ્ભવી.

**સ્ત્રી**—બેન તું કોણુ છે? શા માટે રડે છે.

**જીવી**—હું દુઃખીયારી છું. મારા ભાગ્યના કારણે રડું છું.

**સ્ત્રી**—તમને શું દુઃખ છે?

**જીવી**—દુઃખ અસહ્ય છે. કહી શકાય તેમ નથી, અને કહું તો પાર આવે તેમ નથી.

**સ્ત્રી**—તો પણુ છે શું?

**જીવી**—તે તમો જાણી શું કરશો. મારા દુઃખે હું કોઇને દુઃખી બનાવવા માંગતી નથી.

આટલું બોલતા જીવી વધુ રડી પડી. આથી ડબ્બાની સર્વે સ્ત્રીઓનું ધ્યાન તેના તરફ ખેંચાયું. જીવી ઉપર પ્રશ્ન માળાની હારમાળા છુટી પડી. જીવી કાંઇ કેહવા જાય કે તે પેહલાં તો દસ બાર પ્રશ્નો પુછાવવા લાગ્યા જીવી ગભરાટમાં માત્ર સર્વેની સામાં જોવા લાગી. વળી પાછું જીવી તરફથી લાચારીએ તેમના પ્રશ્નોના જવાબો ન મળવાના કારણે કેટલીક સ્ત્રીઓ તો અટકળો પણ બાંધવા લાગી;

અને આમ નહિ તો આમ. કંઇનું કાંઇ બોલવા લાગી. કેટલીક તેના પતિનો, સસરા સાસુનો, તો કોઇક ખાસ જીવીનો પણ દોષ કાઢવા લાગી. જીવી તો એમની વાતો સાંભળી સાંભળીને કંટાળી ગઇ.

જીવી—બેનો, દયા કરો હવે તો હું તમારાથી ગભરાઇ ગઇ. પ્રભુ માટે મને હવે શાન્ત બેસવા દો. દુઃખીયારીને આમ બોલી વધુ દુઃખી ન કરો. મારૂં દુઃખ પ્રભુ વગર કોઇ જાણતું નથી. તેમજ હું તમોને ન કેહવા માંગું છું. માટે બસ કરો.

આટલું બોલતા તો બોલી ગઇ, પણ આથી તો કેટળી સ્રીઓ છંછેડાઇ ગઇ અને કાંઇને કાંઇ બોલવા લાગી. ગાડી "ફોં ફોં. ફોં" ના અવાજ કરતી આગળ વધી રહી હતી. એટલામાં આણંદ સ્ટેશન આવ્યું. ટીકીટ કલેકટર તરત ડબ્બામાં ચઢી જઇ "ટીકીટ, ટીકીટ ટીકીટ" કરી ટીકીટો તપાસવા લાગ્યો. છેલ્લો વારો જીવીનો આવ્યો. ટીકીટ દેખાડતાં તેનો હાથ ધ્રુજી રહ્યો હતો, તથા સાફ ગભરાયલી લાગતી હતી ટીકીટ કલેકટરને શંકા થઇ તેણે ટીકીટ લેતા તેની આંગળી દબાવી. જીવી શરમાઇ.

ટીકીટ કલેકટર—તમારે કયાં જવું છે.

જીવી—કાંઇ નહિ.

ટીકીટ કલેકટર—આ ટીકીટ કયાંની છે ?

જીવી—વડોદરાની.

ટીકીટ કલેકટર—તમારૂં ત્યાં કોણ છે.

જીવી—નહિ.

કલેકટર—ત્યારે કોને ત્યાં જશો ?

જીવી કાંઇ બોલી નહિ. તેણે બીજા પણ આવાજ પ્રકારના પ્રશ્નો પૂછયા પણ જીવી કાંઇ પણ સંતોષકારક ઉત્તર આપી શકી

નહિ. આથી ટીકીટ કલેકટરને ખાતરી થઇ કે આ કંઇક નાસી જાય છે. માટે લાગ સારો છે. ટુંકમાં તેણે ટીકીટ પાછી આપતા આંગળી દબાવી અને મંદ હાસ્ય કરતો કરતો ચાલ્યો ગયો. તેણે બહાર જતાં પોતાના બીજા સાથીઓને વાત કરી આથી તેના સાથીઓ પણ એક પછી એક જીવીને જોઇ જતા અને આગળ જઇ હાથ તાલી લઇ હસતા હતા. જીવી તેમનાથી અજાણ હતી.

આણંદથી ટ્રેન ઉપડતાં ઘણાં ટીકીટ ચેકરો ગાડીમાં ચઢી ગયા અને એક એક ડબ્બામાં બે બે ત્રણ ત્રણવાર ટીકીટો તપાસવા લાગ્યા. જીવીના કારણે ગાડી બરાબર ચેક થવા લાગી. પેસન્જરો પણ તાજુબીમાં હતા કે આજે શું છે કે આમ વારે વારે ટીકીટો તપાસવામાં આવે છે. વચમાં વચમાં દરેક સ્ટેશને બે બે ત્રણ ત્રણ ટીકીટ કલેકટરો જીવી છે કે નહિ તે તપાસી જતા હતા. છેવટે વડોદરા સ્ટેશને ગાડી આવી પોહચી. અને પેલા બદમાશોની નજર સ્ત્રીઓના ડબ્બા ઉપર જામી રહી હતી; અને હવે શું કરવું તેની મસલત કરી રહ્યા હતા. ગાડી ઉપડવાનો ટાઇમ થયો પણ જીવી ડબ્બામાંથી ઉતરી નહિ. કારણ? તે કોઇ પણ સમજી ન શકયો. એટલામાં ગાડી સ્ટાટ થઇ. જીવી તેમાંજ હતી. વીસ્વામીત્રિ આવતાં પાછી ગાડી થોભી; કે તરત એક ટીકીટ કલેકટર ગાડીમાં ચઢતાંજ જીવીની ટીકીટ માંગી.

**ટીકીટ કલેકટર**—આ ટીકીટ તો વડોદરાની છે. તે સ્ટેશન તો ગયું. હવે આ ગાડી તો આગળ જશે. માટે અત્રે ઉતરી જાવો. નહિ તો હેરાન થશો. ચાલો ઉતરો.

**જીવી**—ક્યાં જાવું?

**ટીકીટ કલેકટર**—હમણાં બીજી ગાડી આવે છે. તેમાં વડોદરે જજો. ચાલો ઉતરી જાવો, નહિ તો ગાડી ઉપડી જશે.

છબીએ તેની સામાં જોયું અને પોતાની પોટલી લઇ નીચે ઉતરી પડી કે તરત ગાડી સ્ટાટ થઇને ઉપડી ગઇ. જીવી તેની સામાં જોઈ રહી. હવે જીવી કેવા સંજોગમાં આવી પડી તે માટે વાચક આગળ વધ.

---

## પ્રકરણ ૯ મું.



### નરાધમ.

પેલા બદમાશો પંડિતાને બગીચામાંથી આડું અવળું સમજાવી પોતાના એક ગુપ્ત સ્થાને લઇ ગયા, અને તેની બરદાસમાં એક વૃદ્ધ જણાતી સ્ત્રીને મુકી તેને સાવધાન કરવાના પ્રયત્ન કરવા લાગ્યા. પંડિતા કેટલા ઉપાચારો કર્યા પછી સાવધાન થઇ. કે "કયાં છે મારૂં બાળક" કહી ચારે બાજુ જોવા લાગી.

મોહન—મેં તે બાળકની તપાસ કરી છે. પણ તે બાળક તો કોઇ અન્ય સ્ત્રીનું હતું અને પોલીસ તે બાઇને પકડી પોલીસ ચોકી ઉપર પણ લઇ ગયા છે.

પંડિતા—ત્યારે તે બાળક મારૂં નોહતું.

મોહન—ના.

પંડિતા—ત્યારે મારૂં બાળક કયાં?

મોહન—તેની શોધ માટે મે બંદોબસ્ત કરી લીધો છે. તમારે કોઇ પણ વાતની ચિન્તા કરવી નહિ.

પંડિતાને લાગ્યું કે આ લોકો મને ઉડાવવાની વાતો કરે છે; અને મને અત્રે લાવવાનો કોઇ ગુપ્ત હેતુ છે. તેમ તેને લાગવા માંડ્યું

કારણ તેજ સમયે એક યુવાન ત્યાં આવ્યો, તે કોઇ ગૃહસ્થ એટલે પૈસાવાળો હોય તેમ સ્વાભાવિક રીતે લાગતું હતું. જેવો તે રૂમમાં આવ્યો કે મોહને ઇશારો કરી કાંઈ કહ્યું અને મંદ મંદ હસવા લાગ્યો. પેલો આવેલો યુવાન પણ મોહક નજરે પંડિતા સામાં જોવા લાગ્યો. આવનાર યુવાન એક દાદો હતો, અને તેનું કામ માત્ર વ્યભિચારવાડાઓમાં દાદાગીરી કરવાનો હતો. એને તેને અત્રે એટલા માટે બોલાવવામાં આવ્યો હતો કે કોઇ ગણિકાને આ પંડિતા આપી અમુક પૈસા તેની પાસેથી લેવા.

**યુવાન**—મને લાગે છે કે આ માલ કીમતી છે.

**મોહન**—હા. ઘણી મહેનતે આ રત્ન હાથ લાગ્યું છે. આથી આપણી દરિદ્રતા થોડા સમય તો ટળી જવાની.

**યુવાન**—પણ મને કેટલો હિસ્સો આપશો.

**મોહન**—આપણે ત્રણે જણાં જેટલા નાણાં આવશે તે સરખા ભાગે વેહચી લઇશું; પણ મને શંકા રહે છે કે—

**યુવાન**—શી?

**મોહન**—વખતે તે એ માર્ગને પસંદ નહિ કરે તો.

**યુવાન**—તેની તમારે કાંઇ પણ ફીકર કરવી નહિ. સીધી રીતે નહિ માને તો પછી સખ્તાઇએ પણ તેને લાચાર બનાવવી પડશે. હું આના માટે એવા ગ્રાહકને ખોળી લાવીશ કે સીધી દોર કરી નાંખશે, અને તમો જોશો કે તે પણ પોતાના યૌવનની બહાર બતાવી બતાવી લાખો ઉલ્લુઓને પોતાના ચુંગલમાં ફસાવશે.

**મોહન**—સારૂં તમો જાવો અને બોલાવી લાવો. અમો તમારી વાટ જોઇ અત્રેજ રહીશું.

યુવાન—સારૂં હું કાલ સવારે તેને લઇને આવીશ. કારણ હમણાં દસ વાગવા આવ્યા છે, અને અત્રે વડોદરામાં કાયદો છે કે અગીયાર વાગ્યા પછી તે લત્તામાં જવા સખ્ત મનાઇ છે. અને કોઇ જાય તો પોલિસ તેના ઉપર કાયદેસર પગલા ભરે છે, જો કે મારા સંબંધમાં તો કોઇ પણ પ્રકારની ધારતી નથી, પણ બીચારી તે લેવા દેવા વગર દુ:ખી થાય તે સારૂં નહિ.

કેહતાં તે યુવાન પંડિતા તરફ ઇશારા કરી હસતો હસતો ચાલ્યો ગયો. પેલા ઉપાડી લાવનાર બદમાશો પણ ત્યાંથી ચાલ્યા ગયા, અને ઓરડીની બહાર તાળુ લગાવી દીધું.

તે સર્વેના જતાં પંડિતાને પોતાની સ્થિતિનું ભાન થયું તે કેવા જાલિમોના પંજામા ફસાઇ છે, તથા પોતાના માટે કેવો માર્ગ તે લોકોએ આદર્યો છે. તેનું તેને ભાન થઇ ગયું. તે વિચારવા લાગી કે શું ? મારે ગણીકા બની મારા શિયળના ભોગે આમને કમાઇ આપવાનું સાધન બનવું પડશે મારે શું વ્યભિચારણી બનવું પડશે. હાય ! હાય !! એક વાર તે પાપી માર્ગે વિચરતાં મારા કેવા બુરા હાલ થયા છે. મેં મારા માતા પિતાના નામને તો ડાઘ લગાડયો છે. સાથે પતિના કૂળને પણ બદનામ કર્યું છે. સાથે એકવારની ભૂલના કારણે મારી આવી હાલત થઇ છે તો પછી પાપના કીડા બનતા તો કેવા હાલ થશે ! સરીયામ બજારમાં બેસી માત્ર નાણાં માટે અનીતિમય જીવન ગાળવું, પાપમાં પડવું કેટલી બધી અધમતા ! [illegible] સંસાર તું કઇ દિશાએ ઢલી રહ્યો છે; પહેલાના સમયમાં [illegible] સુવાસ જગે જગે પ્રસરતી. તારી પાસેથી અન્ય કોઇ બે[illegible]તી તે [illegible]ડહુ સંસાર તું આ શું કરાવી રહ્યો છે.

"હાય ! મારા જેવી કેટલીક ભોળી બાળાઓને આ બદમાં-શોએ ફસાવી હશે. અને હે ! પ્રભુ હવે મારૂં શું થશે ?" કહતાં તે રડી પડી. અને જેમ જેમ પોતાના ભવિષ્યનો વિચાર કરવા લાગી, તેમ તેમ તેનું રૂદન વધતું ગયું. આમ કેટલો સમય તેણે રડયા કર્યું, અને રડવાથી હૃદય હલકું થતાં કોઇ પણ પ્રકારે અત્રેથી નાસી છુટવાનો તેને વિચાર સ્ફુર્યો કે તરત તે ઉભી થઇ ગઇ. બારણાં પાસે ગઇ. બારણાં ખેંચ્યા તો બહારથી વાસેલા લાગ્યા. તથા બારણાં પણ મજબુત જણાયા આથી તેની નિરાશાનો પાર રહ્યો નહિ, કારણ તે રૂમને માત્ર બેજ નાના નાના જાળીયા હતા. અને તે પણ ઉંચા ભાગમાં હતા. કે જ્યાં પંડિતાનો હાથ પણ પોહચી શકે તેમ નોહતું. સાથે કોઇ પણ ઉપાયે તે જાળીયા તોડી નાંખવામાં આવે તો પણ તેમાં તે જઇ શકે તેવી હાલતમાં નોહતી તેને પોતાના માબાપ તથા પોતાની સાહેબી યાદ આવી ગઇ. યાદ આવતાં તેની આંખમાં આંસુ આવી ગયા. તેનું મગજ ભમવા લાગ્યું. ચક્કર આવવા લાગ્યા. આથી તે બેસી ગઇ. સાથે સાથે ઢળી પડી. અને ડુસકે ડુસકે રડવા લાગી, અને આમ રડતાં રડતાંજ નિંદ્રાને આધિન થઇ ગઇ. રૂના ગાદલામાં પોઢનાર પંડિતા એક ફાટેલી તથા મલિન ગોદડી ઉપર આચ્યબળે નિંદ્રા લઇ રહી હતી.

રાત્રિના બે વાગ્યા હશે. પંડિતા બેભાન હાલતમાં પડેલી હતી. કોઇ પ્રકારનું સ્વપ્નું જોતી હોય તેમ તેના મુખ ઉપરથી લાગતું હતું. રૂમમાં મંદ મંદ દીવો બળી રહ્યો હતો, અને તેનો પ્રકાશ પંડિતાના મુખ ઉપર પડતો હતો. તે ચત્તીપાટ પડી હતી. તેનો જમણો હાથ મસ્તક નીચે ઓશીકાનું કામ કરતું હતું ત્યારે ડાબો હાથ યૌવન પ્રદેશના ઉપસેલા ભાગ ઉપર પડયો હતો

તેવા સમયમાં બારણાં ઉઘડવાનો અવાજ થયો. ધીમાંથી બારણાં ઉઘડયા અને વસાયા. આવનાર અન્ય કોઇ નહિ પણ મોહન હતો. તે આટલી રાત્રે શામાટે આવ્યો હશે? સુખમાં વધુ નિંદ્રા આવે કે દુઃખમાં વધુ નિંદ્રા આવે તે પ્રમાણે પંડિતા દુઃખમાં આવી પડી હતી. રડી રડી થાકી ગઇ હતી. અને બેભાનપણે ઉંઘી રહી હતી. તેને ખબર ન હતી કે પોતાના ઉપર કેવા પ્રકારનો જુલમ થનાર છે. મોહન ધીમે પગલે પંડિતા સુતી હતી ત્યાં આવ્યો અને તેના પાસે બેસી ગયો. એકી નજરે બેભાન પડિતાને નિહાળવા લાગ્યો. બેભાન અવસ્થાના કારણે તેના બન્ને પગો ઢીંચણ સુધી ઉઘાડા થઇ ગયા હતા. માથાના વાળ વિખરાઇ કપાળ ઉપર આવી ગયા હતા. આવી સ્થિતિ હોવા છતાં પંડિતા સુંદર લાગતી હતી.

મોહન ધીમાં ધીમાં પંડિતાની સમિપ ખસવા લાગ્યો, અને અડોઅડ બેસી ગયો. તેણે પંડિતા જાગી ન જાય તેમ તેના માથા ઉપરના વાળ બરાબર કર્યા. પંડિતાની કાયાને હાથનો સ્પર્શ થતાં મોહનનો શ્વાસ સહેજ વધુ ગતિથી ચાલવા લાગ્યો, અને સહેજ નમી પંડિતાના મુખ સમિપ પોતાનું મુખ લઇ ગયો, પણ કોણ જાણે શાથી તેણે પોતાનું મુખ દુર હટાવી લીધું. એટલામાં પંડિતાએ નિશ્વાસ નાંખ્યો. સાથે પંડિતાનો યૌવન પ્રદેશ ગતિમાન થયો. હાલ્યો. તે જોતાંજ મોહનમાં કામવાસના વધી પડી. તેણે પોતાના બન્ને હાથે પંડિતાને પકડી એક ચુમ્બન લઇ લીધું કે પંડિતા જાગી ઉઠી, અને મોહનને જોતા ગભરાઇ ગઇ.

મોહન—પ્રિયે! ન ગભરા એ તો હું છું.

પંડિતા—તું છે કોણ પાપી. અત્રે કેમ આવ્યો છે. ચાલ્યો જા નહિ તો તારી ખરાબ વલે કરીશ.

મોહન—વાહ ! કોની સામાં દમ દાટી કરે છે. તારા જેવી તો હજારોને જોઇ છે. તું જાણતી નથી કે હું કોણ છું. અને અત્રે શામાટે આવ્યો છું.

પંડિતા—શા માટે આવ્યો છે.

મોહન—કાલ સવારે તને એક કુટણીના હાથે વેચી નાંખવામાં આવશે, અને ત્યાં તું તારા અનુપમ યોવનના બગીચામાં ભોગી ભ્રમરોને રસવાન કરાવીશ પણ તે પેહલાં હું......

પંડિતા—ચુપ બદમાશ. મને વેચનાર કોણ છે. અને મને હાથ તો અડાવ પછી જોઈ લે તારી મઝા.

મોહન—હવે જવા દે ને તારી ચપરાસી. તારૂં કાંઇ પણ ચાલનાર નથી. જો મારી સાથે સીધી રહીશ તો સારૂં છે નહિ તો પછી તારા એવા બુરા હાલ કરીશ કે તું પણ યાદ કરીશ.

પંડિતા—ચાલ ! ચાલ. નરાધમ.

કેહતાં પડિતાએ મોહનને એક એવી લાત લગાવી કે તે ઉંધો થઇ ગયો અને તરત પંડિતા ઉભી થઇ ગઇ. મોહનને આથી ઘણો ક્રોધ ચઢ્યો અને તે પણ તરત ઉભો થઇ તેના ઉપર હુમલો કરી બળાત્કાર કરવા લાગ્યો. પંડિતા પણ લાતો તથા મુક્કાઓ મારવા લાગી. થોડો સમય તો મોહન તે સહન કરતો રહ્યો, પણ લાગ્યું કે આમ તે સીધી નહિ થાય, અને પોતાનો ધારેલો ઉદ્દેશ્ય સધાશે નહિ, તેથી તેણે પંડિતાને પકડી ભોંય ઉપર પછાડી, પણ તરત પંડિતા ઉભી થઇ ગઇ. આ ખેંચમતાણમાં પડિતાનો સાલ્લો નીકળી ગયો. અને માત્ર એક ઘાઘરો તથા કટબાંય ચોળી વગર તેના શરીર ઉપર અન્ય એક પણ લુગડું રહ્યું નોહતો. મોહન બરાબર બળાત્કાર કરવા તૈયાર થઇ ગયો. તેણે પાછી પંડિતાને પકડી લીધી. તેના બન્ને હાથ પોતાના એક

હાથમાં પકડો બીજા હાથે પંડિતાને નગ્ન કરી નાંખવા માંગતો હતો કે પંડિતાએ તેના પેડુમાં એક એવી લાત મારી કે તે " મરી ગયો" કહેતાં બેસી ગયો. આનો લાભ લઇ પંડિતા નાસવા માટે બારણાં તરફ દોડી. પણ પંડિતા જેવી બારણાં ઉઘાડી બહાર જાય તે પેહલાં તો મોહને ઉંધો જઇ તેના પગો પકડી પોતાની તરફ ખેંચી. આથી તે ઉંધા મસ્તકે પચછડાઇ. અને હાય! હાય! કોઇ બચાવો " બુમ પાડી તેની બુમના કારણે બહાર ઉંઘેલો છગન જાગી ઉઠયો. અને તરત તે પણ તે રૂમમાં ધસી આવ્યો પંડિતા બેભાન થઇ ગઇ હતી.

છગન—શું છે?

મોહન—આપણી મેહનત નકામી જવાનો સમય આવી લાગ્યો હતો.

છગન—એટલે!

મોહન—આપઘાત કરતી હતી; અને તેમ નહિ કરવા દેવા હું અંદર આવ્યો, ત્યારે મારા પેડુંમાં લાત મારી નાસી જવા માંગતી હતી.

છગન—બદમાશ જણાય છે. માટે જો પાછી ભાનમાં આવશે. તો નાસી જવા પ્રયત્ન કરશે. માટે તેના હાથ પગ બાંધી દો. ઉભો રહે હું રાસ લાવું છું.

અર્થાત છગન તરત રાસ લઇ આવ્યો, અને બન્ને મળી પંડિતાને ખુબ સજડ બાંધીને ઓરડીમાં પુરી બહાર તાળું લગાવી દીધું. મોહને છગનને ખરી વાતથી અજાણ રાખ્યો. છગને પણ મોહનની વાતને સાચી માની લીધી



# પ્રકરણ ૧૦ મું.

## સાધ્વી કે ભ્રષ્ટ.

દિવસના અગીયાર વાગી ગયા છે; વડોદરા પાસે આવેલા વિશ્વામિત્રી નદીના પુલ ઉપર એક બાળા ઉભી છે, તેના લુગડા અવ્યવસ્થિત તથા ફાટેલા છે; વાયુ સુસવાટા બંધ ચાલે છે, તેમાં તેના લુગડા આમ તેમ ઉડી જાય છે, પણ તે તેને સંભાળવાની દરકાર સરખી પણ કરતી નથી. તેનું ધ્યાન માત્ર આકાશ સામાં લાગેલું છે. અધ મીચી આંખે તે જોઇ રહી છે, અને કાંઇ મુખે ગણગણી રહી છે. સૂર્યનારણ સામાં જોઇ તેને વંદન કર્યું, અને બોલવા લાગી "દેવ! તમો જાણો છો કે હું નિર્દોષ છું, હું જાલિમોના પંજામાં ફસાઇ; પણ જીવ જાય તો ભલે! પણ શિયળ ન જાય! તે ઉદ્દેશ મેં અસહ્ય દુઃખો સહન કર્યા છે. મેં માત્ર મારૂં શિયળ બચાવવાના કારણે ઘર મુક્યું સગા મુકયા, સ્નેહિ મુકયા અને છેવટે પતિદેવને પણ મુક્યા! પણ જ્યાં જ્યાં જાવું છું ત્યાં ત્યાં મારા શિયળને ભ્રષ્ટ કરનારાજ નજરે પડે છે. મારા ગામમાં તો મારા સંબંધમાં ભિન્ન ભિન્ન પ્રકારની વાતો થતી હશે. મારા સંબંધમાં અઘોરમાં અઘોર પાપમય આક્ષેપો થતા હશે. દેવ! હવે આ જગતમાં રહેવું મારા માટે તો અસહ્ય છે. જગતમાં કોઇ પણ મારૂં રક્ષણ કરી શકે તેમ છેજ નહિ. હું જાણું છું કે આપઘાત કરવો પાપ છે. નર્કમાં સ્થાન થાય છે; પણ મને ખાતરી છે કે નર્કમાં કોઇ શિયળ

છુટનાર નહિ હોય! માટે જો નર્કમાં પણ જવું પડશે તો હું ત્યાં જવા તૈયાર છું.'

આટલું બોલતાં બોલતાં તો તેની આંખમાં આંસુ આવી ગયા. અને આંખમાંથી સરી ગાલ ઉપર અને ત્યાંથી હૃદયની અગ્નિ શાન્ત કરવા ત્યાંજ સમાઇ જતા હતા. તે બાળા પુલ ઉપરથી હવે નદીના જળમાં કાંઇ જોઇ રહી હતી. પાણીની સપાટી ઉપર તેની નજર જાણે ચોંટી ન ગઇ હોય તેમ સ્વાભાવિક રીતે લાગતું હતું. તે કોઇ દુઃખીયારી હોય. જગતની સતાવેલી હોય, તેમ તેનું મુખ જોવાથી જણાતું હતું. પાછી તે બોલવા લાગી.

"હું એક આશા ભરી આ સંસારને મુકી પ્રભુના દરબારમાં જાવું છું, જગતમાં આવી મેં કોઇ પણ પ્રકારનો નામનો પણ લાહવો લીધો નથી. જ્યારે હું કુંવારી હતી, ત્યારે મારા મનમાં કેવા કેવા પ્રકારના આનંદો તથા લાહવા ઉભા થતા હતા. હું મારૂં જીવન કેવું સ્વર્ગિય ઘડની ધારતી હતી. પણ હાય! તે મારી સર્વે આશાઓ આશાજ સમાન થઇને રહી. તે માત્ર મારા વિચારોજ હતા આવ્યા અને ચાલ્યા ગયા. હતા ન હતા થઇ ગયા, અને થોડા સમયમાં હું પણ હતી ન હતી બની જઇશ. કૃપાળુ પ્રભુ! હું આ વખતે સર્વેના પાપો માફ કરૂં છું. મારા સંબંધમાં જેમણે જેમણે પાપી આચરણ રાખ્યું છે. તેને હું માફ કરી દવું છું. મારે કોઇની પાસેથી વેર વસુલ કરવો નથી. મુજ હતભાગીણીને વેર શું! અને શત્રુતા શી! કારણ જગત મને ભૂલી જશે અને હું પણ જગતને ભૂલી જઇશ. હતી નહતી બની જઇશ.'

"હાય! મારી છેલ્લી એક આશા હતી, કે હું મારા જીવનની છેલ્લી ઘડીએ પતિદેવના દર્શન કરી લઉં; પણ તે આશા પૂર્ણ થશી

મુશ્કેલ છે. મુજ હતભાગીણીની કઇ આશા પૂર્ણ થઇ છે કે આ આશા પૂર્ણ થાય. પ્રભુ ! તું જાણે છે કે હું માત્ર મારા શિયળનું રક્ષણ કરવાજ આપઘાત કરૂં છું. મારૂં અંતઃકરણ કબુલ કરે છે કે આમાં કોઇ પણ પ્રકારનું પાપ નથી. કારણ પાપના માર્ગમાંથી બચવા હું આ માર્ગ આદરી રહી છું. અને તારા પવિત્ર ધામમાં શાન્તિ મેળવવા આવી રહી છું."

"માતા, પિતા તો હું જ્યારથી અમદાવાદથી આવી ત્યારથી મને મરેલી સમજી બેઠા હશે, અથવા મને જીવતી જોવાના બદલે મૃત્યુ પામેલી જોવા વધુ ઉત્સુક હશે. હવે સાસરામાં કે પીયરમાં મુખ દેખાડવાને યોગ્ય રહી નથી, અને આમ અન્ય સ્થળે પણ આસરો મળી શકે તેની આશા રહી નથી. અર્થાત હવે મારા માટે સરળ માર્ગ કે શાન્તિનો કોઇ છે તે તો માત્ર મૃત્યુ છે. આ લોકમાં મારા માટે શાન્તિ નથી. મારા માટે જો કોઇ સ્થળે શાન્તિ છે તો તે પરલોક છે. ત્યાંજ મને શાન્તિ મળી શકશે."

આ વખતે તે બાળાના મુખ ઉપર દ્રઢતા તથા મક્કમતાના ચિન્હો જણાવવા લાગ્યા હતા. તેને મૃત્યુની ધાસ્તી લાગતી નોહતી કારણ તે મૃત્યુને શાન્તિનો માર્ગ ગણતી હતી. આવી રીતે તો કોણ જાણે કેટલીએ બાળાઓ મૃત્યુ સમય પહેલા જીવનથી કંટાળી પરલોક વાસી થતી હશે. હાય ! હિંદુ સંસાર તારા જુલમી ખપ્પરમાં કેટલીએ બાળાનું ઉનું લોહી ભરાયું હશે. હવે એક બાજુતે બાળા હસ્ત જોડી પ્રભુ પ્રાર્થના કરી રહી હતી, ત્યારે બીજી બાજુથી મુંબઇથી ઉપડેલી ટ્રેન પુરપાટ ચાલી આવતી હતી, અને જ્યારે ટ્રેન તે બાળાથી થોડા અંતરના છેટે આવી કે તેના ઉપર ડ્રાઇવરની નજર પડી. નજર પડતા તેણે સીટી ઉપર સીટી વગાડવા માંડી, પણ તે પ્રભુ ધ્યાનમાં એવી તો લીન

થઈ ગઇ હતી કે તેને કાંઇ ભાન નોહતું. ટ્રેન પણ થોભી શકે તેવી હાલતમાં નોહતી. આ બાજુ ડ્રાઇવર ધભરાઇ રહ્યો હતો, ત્યારે બાળાને તેની જરા પણ પરવા નોહતી. એંજીન ડ્રાઇવરે ટ્રેનની સ્પિડ કમી કરવા માંડી તો પણ બાળાને અકસ્માત થતો રહી જાય તેવી સહેજે આશા નોહતી, કારણ આવનાર ટ્રેન તે સ્પેશિયલ ટ્રેન હતી. જ્યારે લગોલગ ટ્રેન આવી કે તે બાળાની નજર તેની સામાં પડી. તરત ધભરાઇ ગઇ, અને અચાનક કોઈ પણ પ્રકારના વિચાર વગર માથે આવી પડેલી કાળચુખી ટ્રેનના સપાટામાંથી બચવા પાણીમાં કુદકો માર્યો, સાથેજ ટ્રેનના એંજીનને ધકકો પણ લાગ્યો, અને તે બાળા બેભાન થઇ " ધમ " કરતાં જળમાં પડી, પરંતુ જેને રામ રાખે તેને કોણ ચાખનાર છે. ભવિષ્યના ભિતરમાં શું લખાયું છે તેનું જ્ઞાન કોને હોય છે શ્રી રામચંદ્રજી જેવાઓને પણ કાલે શું થનાર છે તેનુ જ્ઞાન નોહતું તું તો પછી આ બાળા કોણ માત્ર!

આજ પ્રસંગે એક સાધુ નદીમાં તેજ પૂલ નીચે સ્નાન કરી રહયો હતો. નદીમાં ધબકારો થતાંજ તે સાવધાન થયો. જે બાજુ ધબકારો થયો હતો તે બાજુ તાકીને જોવા લાગ્યો. તે સમજી ગયો કે આ ટ્રેનમાંથી કોઇ બાળા તુટી પડી છે. આથી તેને બચાવવા દોડી ગયો અને તે બાળાને ઉપાડી લીધી. તે બેભાન હાલતમાં હતી. મસ્તકમાં એક સખ્ત ઝખમ લાગેલો હતો. અને તેમાંથી લોહી વહી રહ્યું હતું. સાધુએ તે બાળાને કીનારા ઉપર સુવાડી તરત તેની સાડી-માંથી લુગડું ફાડી પાટો બાંધી દીધો. અને તેને સાવધાન કરવાના પ્રયત્નો કરવા લાગ્યો.

પણ ! આ શું ? તે સાધુ તેના મુખ સામાં જોતાંજ દુર ખસી ગયો, જાણે કોઇ વીંછીને જોતાં એકદમ ચમકીને દુર નાસે તેમ તે

ખસી પાછો તે બાળાની સામાં તાકીને જોવા લાગ્યો, અને ધીમાં ધીમાં તે બાળા પાસે આવ્યો. તેની લગોલગ બેસી નિહાળી નિહાળી જોવા લાગ્યો; અને સાથે મોટા વિચારમાં પડી ગયો હોય તેમ જણાવવા લાગ્યો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે "હું આ શું જોઇ રહ્યો છું. આ ઘટના કેવી રીતે બની. શું તે પોતાની મેળે ગાડીમાંથી તુટી પડી કે કોઇએ જાણી જોઇને તેને ફેંકી દીધી હશે. પણ તે અત્રે કયાંથી? આ ટ્રેન તો મુંબઇથી આવતી હતી. તે મુંબઇ કેમ ગઈ હશે, અને બહારગામ જાય તો આમ ચીંથરે હાલ કેમ? આના લુગડા જુના તથા ફાટેલા છે? હે! પ્રભુ આ શું છે! આ અત્રે કેવી રીતે આવી, તે કાંઇ સમજી શકાતું નથી. પ્રભુ! પ્રભુ! તુંજ કાંઇ સમજાવ કે જેથી કાંઇ જાણી શકું." પાછો તે બરાબર રીતે તે બાળાને નિહાળવા લાગ્યો અને બોલ્યો. "હોય ના હોય પણ આ અન્ય કોઇ નહિ પણ જીવીજ છે, પણ તે અત્રે કેવી રીતે? અને વખતે મને તે ઓળખશે તો?" કેહતાંજ તે અટકી ગયો. અને નાસી જવાના વિચારે તે બાળાને તેજ હાલતમાં મુકી ચાલી જવા ઉભો થયો. થોડા ડગલા ચાલ્યો પણ પાછો કાંઇ વિચાર આવતાં પાછો આવ્યો; અને વિચારવા લાગ્યો કે "ગમે તેમ થાવો, પણ આમ આને મુકીને ચાલ્યા જવું નિષ્ઠુરતા છે. અમાનુષિક કાર્ય છે. અને વખતે જીવી હોય તો પછી મારાથી તેના સંબંધમાં આવા પ્રકારની વર્તણુંક ચલાવવામાં આવે તે કેવું ગણાય! મને આશા છે કે મને તે ઓળખી શકશે નહિ. હું તેને આસરો આપીશ. તેનું રક્ષણ કરીશ. પણ જાહેર નહિ થાવું." આવો ઠરાવ કરી પાછો તે સાધુ તે બાળાને સાવધાન કરવા લાગ્યો. ટુંકમાં બાળા સાવધાન થતાં આજુબાજુ જોવા લાગી. પોતે કયા સ્થાને છે. તે જાણવા તેણે ચારે બાજુ નિહાળવા લાગ્યું.

**સાધુ**—બેન, ન ગભરાવો કારણ તમારે ગભરાવવાની જરૂર નથી.

**બાળા**—હું કયાં છું, તમો કોણ છો ?

**સાધુ**—બેન તમો ગાડીમાંથી પડી ગયા, અને જો હું તમોને બચાવત નહિ તો ધારતી હતી કે તમારૂં મૃત્યુ થાત.

**બાળા**—જો મૃત્યુ થાત તો ઉત્તમ થાત.

**સાધુ**—બેન. આવું કેમ બોલો છો. મને લાગે છે કે તમો જીવનથી કંટાળી ગએલા લાગો છો માટેજ આવા વચનો બોલો છો. પણ માંગ્યા કદાપિ મોત મળતા નથી. અને મૃત્યુ વગર મરી શકાતું નથી, પણ જો કોઇ વખતે આપઘાત કરે તો પછી તેને સાત ભવમાં પણ છુટકારો થતો નથી. તે તો મહાન પાપ છે બેન.

બાળા સાધુને તાકીને જોઇ રહી હતી. સાથે પોતે અત્રે કેવી રીતે આવી તેનું પણ તેને ભાન થવા લાગ્યું. બાળાને પોતાની સામાં તાકીને જોતાં સાધુ પણ વિચારમાં પડી ગયો, અને તે પણ તેની સામાં જોવા લાગ્યો. બન્નેની ચાર આંખો થઇ.

**સાધુ**—બેન તમો શું જુવો છો.

**બાળા**—મારે પણ બેન કેહનાર એક ભાઇ હતો.

**સાધુ**—ભાઇ હતો. શું હાલ તે મૃત્યુ પામ્યો છે ?

**બાળા**—નહિ. પણ કાંઇ ચાલ્યો ગયો છે. કયાં ચાલ્યો ગયો તેની કાંઇ ખબર નથી. હાય ! મારા ભાઇની કેવી હાલત હશે દુઃખી હશે કે સુખી !

**સાધુ**—તમારા ભાઇનું નામ.

**બાળા**—કિશોર.

**સાધુ**—અને તમારૂં નામ.

**બાળા**—જીવકોર.

વાચક આ બાળા તે જીવકોર હતી, અને વિશ્વામિત્રી સ્ટેશનથી ટીકીટ કલેકટરોના પંજામાંથી નાસી છુટી જગતથી કંટાળી આપઘાત કરવા માટે આવી હતી, અને ત્યાર પછી શી ઘટના બની તે તું જાણે છે.

સાધુ—તમો અત્રે કેવી રીતે આવ્યા.

આના જવાબમાં જીવકોરે પોતાની વારતા કેહવા માંડી. રડતી જતી અને પોતાનું હૃદય ખાલી કરતી જતી હતી. સાધુ પણ સામો બેસી રડી રહ્યો હતો. જ્યારે તેની સર્વે બીના પૂર્ણ થઇ ત્યારે સાધુ ઉભો થઇ ગયો.

**સાધુ**—બેન તમો મને તમારો ભાઇજ સમજો. હું તમારૂં રક્ષણ કરીશ તથા તમોને સુખી કરવા બનતું કરીશ. તમો મારા ઉપર વિશ્વાસ રાખો.

**જીવી**—શું તમો મને સુખી કરી શકશો.

**સાધુ**—ભગવાનની કૃપા છે તો તેમ થવામાં કોઇ પણ વાંધો નડશે નહિ. સાથે તે પાપીઓને પણ તેમના પાપનો બદલો આપીશ.

**જીવી**—શું તમો તે પાપીઓને સજા કરી શકશો !

**સાધુ**—બેન. હમણાં તેનો વિચાર તમો મુકી દો, પણ તે સાથે અપઘડી પ્રતિજ્ઞા લવું છું કે પામીને તેના પાપ કર્મોનો બદલો આપ્યા વગર રહીશ નહિ. માટે હાલ તો મારી સાથે ચાલો ત્યાં તમોને કોઇ પણ સતાવી શકશે નહિ

અર્થાત જીવી સાધુના હાથનો આસરો લઇ ઉભી થઇ અને તેની સાથે સાથે ચાલવા લાગી. બન્ને સ્ટેશને આવી પોહચ્યાં, ત્યાં વડોદરે જવાની ટ્રેન ઉભી હતી. આથી તરત તેમાં બેસી વડોદરા તરફ સિધાવી ગયા. જીવકોરના મનમાં વારે વારે પ્રશ્ન થતો હતો કે આ તે મારો ભાઇ કે સાધુ ?

# પ્રકરણ ૧૧ મું.

## પંડિતાની મુંઝવણ.

સવાર થતાં પંડિતાગૌરીની આંખ ઉઘડી ત્યારે તેની તાજુબીનો પાર રહ્યો નહિ, પોતે સ્વપ્નાવસ્થામાં તો નથી તેમ લાગતાં પોતાની આંખો ચોળી આજુબાજુ જોવા લાગી. પોતે ક્યાં આવી છે? તથા ક્યાં છે? તે કાંઇ સમજી શકી નહિ, કારણ આ વખતે તે પેલી આપણે આગલા પ્રકરણમાં જોઇ તેવી હાલતમાં નોહતી. તે એક છત્રપલંગ ઉપર નરમ ગાદલાં ઉપર પોઢેલી હતી ઇલેકટ્રીનો પંખો ચાલી રહ્યો હતો, અને આખો રૂમ સેંન્ટ અત્તરથી મઘમઘી રહ્યો હતો. તેના પલંગ પાસેના ટેબલ ઉપરના બારકેટમાં પુષ્પો મુકેલા હતા; અને તેની પાસે થોડા છેટે એક બાઇ કુરસી ઉપર બેસી પંડિ-તાગૌરીને નિહાળી રહી હતી. પંડિતા પોતાના સંબંધમાં કાંઇ પણ નક્કી કરી શકી નહિ, કે તે અત્રે કેવી રીતે આવી. તથા આ સ્થળ કોનું છે. આથી તે તે બાઇ સામાં જોવા લાગી. તે બાઇ મદંમંદ હાસ્ય કરતી તેની સામાં જોઇ રહી.

તેજ સમયે તેની પાસેના રૂમમાં ગાવાનો અવાજ સંભળાવવા લાગ્યો. ત્યાં કેટલાક માણસો પણ છે. એમ તેમના બોલવા ચાલવાથી માલમ પડતું હતું. પંડિતાગૌરીને ગાન સાંભળતાં તે બાજુ જોવા લાગી. બેઠી થઇ ગઇ. ગાન નીચે પ્રમાણે હતું. સાથે નરઘા ઉપર તાલ ઉપર તાલ પડતા અને ગાનાર કોઇ સ્ત્રી હોય તેમ તેના મધુર

સ્વરથી સાફ માલમ પડતું હતું. તે સ્ત્રીના ગાન સાથે ફીડલનો અવાજ મળી ઓરજ પ્રકારની છાપ પાડતું હતું ગાન થઇ રહ્યું હતું કે—

" તીરછી નજર કરીને, તિર્યંચ જેમ જામાં;
પ્રેમ બાણુ મારી, ઘાયલ કરી તું જામાં.

પડતા પતંગ પોતે, મરતાં મઝા ગણે છે!
બળનારને દે બાળી, દિલદાર કરી જામાં.

ઇકરાર નથી કરતી, ઇનિકાર નથી કરતી;
સુનકાર. સાવ થઇને, બેહોશ બની જામાં.

થાકયા હવે તો ચશ્મો, વધતી વ્યથ જીગરની;
કહું છું ભલું ઓ!રોશન, ઘાયલ કરી તું જામાં.

ઝુકાવ પ્રેમ દરિયે, ચીન્તા ના રાખ જરીને;
પ્રયગોદધિમાં તરીએ, ખામોશ કરી જામાં.

ગાન ગાનારને લીટીએ લીટીએ શાબાશી મળતી હતી. સાથે વાહ વાહના પોકારો થતા હતા, તથા રૂપીયાનો અવાજ આવતો હતો. પંડિતા તે સર્વ ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી. તો પણ તે ખ્યાલ કરી શકી નોહતી કે હું કયાં છું? તેણે પાછું સામે બેઠેલી સ્ત્રી સામાં જોયું.

પંડિતા—બેન. આ કોણ ગાય છે. ઘણું સુંદર લાગે છે. તમો કોણ છો. તમારૂં નામ શું?

શારદા—મારૂં નામ શારદા; અને આ મકાનની માલિકા તે ગાઇ રહી છે, અને તેના રૂપ તથા ગાન ઉપર મોટા મોટા અમીરો તથા અમલદારો લટ્ટુ બનેલા છે.

પંડિતા—શું આ કોઇ ગણીકાનું મકાન છે.

શારદા—હા.

પંડિતા—ગણીકાનું? હું અત્રે કેવી રીતે આવી. મને અત્રે કોણ લઇ આવ્યું? તથા મને શામાટે લાવવામાં આવી છે?

**શારદા**—શું તમો તે વાત જાણતા નથી? અમોને તો કેહ- વામાં આવ્યું હતું કે તમો રાજીખુશીથી અત્રે આવ્યા છો, કારણ બે માણસો આ ગણીકા પાસે આવ્યા હતા, અને તમારા સંબંધમાં વાતચીત કરતા હતા, અને તમોને રૂ. ૨૦૦૦ માં તેવો વેચી ગયા છે.

**પંડિતા**—મને બે હઝાર રૂપીએ વેચનાર કોણ છે? તેમને તે બાબતનો શો હક છે.

**શારદા**—તે તો પ્રભુ જાણે.

**પંડિતા**—અંગ્રેજી રાજ્યમાં આવો ગુલામી વેપાર કરવાની સખ્ત મનાઇ છે. હું આના માટે કોર્ટમાં દાવો કરીશ તથા તે બાબત પેપરોમાં પણ જણાવીશ. હું અત્રે કદાપિ રેહનાર નથી.

**શારદા**—બેન. તમારી આ સર્વે વાતો નકામી છે, કારણ આ ગણીકા ઘણી લાગવગ ધરાવનાર છે તમારૂં કોઇ પણ અમલદાર સાંભળશે નહિ, અને વખતે સાંભળે પણ તમો અત્રેથી જઇ કેવી રાતે શકશો? તે એક ભારે પ્રશ્ન છે. એટલુંજ નહિ પણ તમોં અત્રે છો એવી ખબર પણ કોઇને થશે નહિ. વખતે આ મકાનની બાહાર જશે નહી.

**પંડિતા**—કારણ?

**શારદા**—આ મકાનજ એવું છે. હું પણ તમારી માફકજ અત્રે ફસાઇ છું.

**પંડિતા**—શું તમોને પણ અત્રે કોઇ બદમાશો વેચી ગયા છે. શું તમો તમારી વાત ન કહો. હું તમોને મદદ કરીશ.

**શારદા**—બેન મદદ કરવાની વાત તો જવા દો. ન હું તમને મદદ કરી શકું છું ન તમો મને મદદ કરી શકો છો, પણ હું મારી વાત તમોને કહું છું અમણાં સુધી મારી દુ:ખભરી સ્થિતિ કોઇને

જણાવી નથી. પણ તમો પણ મારી માફક જ્યારે ફસાયા છો. ત્યારે તમારા આગળ કહેવામાં કોઇ પણ જાતનો વાંધો નથી.

આટલું કેહતાં શારદાને કંઇ વિચાર આવતાં તરત ઉભી થઇ ગઈ. અને બારણું બરાબર વાસી સાંકળ ચઢાવી પાછી આવી, અને ખુરસી ઉપર બેસી ગઇ, પણ પંડિતાએ પલંગ ઉપરથી ઉભા થઇ તેને પોતાની પાસે બેસાડી. બન્ને અડોઅડ પાસે પાસે બેસી ગયા. શારદાએ પોતાની વારદાત આગળ વધારી.

"બેન. હું અત્રેથી થોડા અંતરે આવેલા ગામડાની રહીશ છું. તે ગામનું નામ તમોને નથી જણાવતી તે માટે માફ કરશો. મારા વિહવા તેજ ગામના એક આગેવાન ગણાતાને ત્યાં થયા હતા. હું જાતે બ્રાહ્મણ છું. વિહવા થયા પછી મારા માબાપ સ્વર્ગે સંચર્યા. હું મારા માબાપની એકની એક પુત્રિ હતી. આથી સર્વે મીલકત મને મળી. તે આસરે દસ બાર હજારની હશે આ મીલકત મળતાં સાસરીયામાં મારા માન વધ્યા. મને સર્વે માનની નજરે જોતાં એટલુંજ નહિ, પણ તે પ્રમાણેની વર્તણુંક પણ ચલાવતા. હું અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં બીજા વર્ષમાં પાસ થએલી છું, પણ મારા પતિ અભણ હતા તેઓ માલદારના પુત્ર હોવાથી મને નોકરી કરવા ન દીધી મેં હતભાગિણીએ પતિ ભક્તિના કારણે લોકોના ભરમાવવાથી મારા પતિને મારી સર્વે મિલકત લખી આપી. હિંદુ સંસારમાં સ્ત્રી પતિને દેવ સમજી માને છે, અથવા મનાવવામાં આવે છે. પણ જ્યાં સુધી મારા નામે મીલકત હતી ત્યાં સુધી મારા પતિ પણ મારા હુકમ પ્રમાણે સર્વે કરતા હતા. પણ જ્યારે સર્વે મીલકત તેમના નામે ચઢી ગઇ ત્યાર પછી કેટલાક સમય પછી સર્વેની નજર મારા સંબંધમાં બદલાવવા લાગી આમ થવાનું એક બીજું પણ કારણ હતું. તે એ

કે મુજ હતભાગીણીના ભાગ્યમાં પુત્ર પ્રાપ્તીનો લાહવો લેવાનો લખેલો નોહતો."

શારદાની આંખમાં આંસુ આવી ગયા પણ તેણે પોતાના પાલવથી આંસું લુછી નાખ્યા. પંડિતાનું પણ હૃદય પીગળવા લાગ્યું. તેણે શારદાના ગળામાં હાથ નાંખી. પોતાની તરફ ખેંચી. શારદા તે તરફ ખેંચાઇ. દુ:ખીના દુ:ખની અસર દુ:ખીયા ઉપર બરાબર થાય છે. પંડિતા દુ:ખી હતી અને શારદા પોતાના દુ:ખની કહાણી સંભળાવી રહી હતી. શારદાએ આગળ કેહવા માંડયું.

" આ કારણે ધીમાં ધીમાં સર્વે ઘરવાળા મારા પ્રત્યે અણગમો દર્શાવવા લાગ્યા, સાથે " વાઝીયણ " ના અપમાનદાયક શબ્દે ઉદ્દેશવા લાગ્યા. તે શબ્દ સાંભળતાં મને જે દુ:ખ થતું, તે કોઇ પણ રીતે હું વર્ણવી શકું તેમ નથી. બેન ! આજે હું મારૂં અંત:કરણ ઉઘાડું છું. પુત્ર પ્રાપ્તિના કારણે હું મારો ધર્મ ભૂલી અને અપવિત્ર માર્ગે વિચરવા લાગી. હાય ! મેં મારી પવિત્રતા એક નહિ પણ અનેકજણાં પાસે લુટાવી. હાય ! હાય ! મુજ પાપણીએ નીચે એક લાલચ માટે, એક આશા માટે કે જે મારા ભાગ્યમાં નોહતી. તેને મેળવવા માટે મેં ઘણાં ફાંફાં માર્યા. પણ હાય ! તેવી વાત કોઇથી પણ છાની રહી છે. આખરે મારા પતિના પણ જાણવામાં આવી ગઇ."

કેહતાં શારદા અટકી ગઇ તેણે પંડિતા સામાં જોયું કે તે પોતાના આ કામને ધિક્કારની નજરે તો જોતી નથી, પણ પંડિતાની આંખમાં ધિક્કારના બદલે દયા ઉભરાઇ રહી હતી. આથી તેણે પોતાની બાકી રહેલી વાત આગળ કેહવા લાગી.

" તે દિવસથી મારા ઉપર જુલમોનો વરસાદ વરસવા લાગ્યો. વારે વારે સહેજ સહેજ વાંક માટે મને સજ્જડ માર પડવા લાગ્યો.

મારા ઉપરથી સર્વેનો વિશ્વાસ ઉઠી ગયો. હવે હું તદ્દન નિરાધાર બની ગઇ હતી. મારી મિલ્કત મેં ગુમાવી દીધી હતી. સાથે તે લોકો પણ મને એ આંખે જોવા પણ ઇચ્છતા નોહતા આથી હું એક દીવસે મારા પતિ પાસે મારા પાપોની માફી માંગવા લાગી. તેમના ચરણોમાં ઢળી પડી રડવા લાગી, પણ તેમનું હૃદય પીગળ્યું નહિ. તેમણે મને કહી દીધું કે "જા તારૂં કાળું મુખ લઇ અત્રેથી કાંઇ ચાલી જા." કેહતાં મને લાત લગાવી. હું ચતીપાટ પડી તેઓ ચાલ્યા ગયા. આ વખતે મારા દિલ ઉપર ભારે અસર થઇ, હું તરત ત્યાંથી હાથમાં લોટો લઇ નીકળી. અને સીધી સ્ટેશન ઉપર આવી. ત્યાં ગાડી ઉભીજ હતી. ચઢી બેઠી. મેં ટીકીટ લીધી નોહતી. વડોદરા સ્ટેશને ટીકીટ તપાસવા એક માણસ આવ્યો. મારી પાસે ટીકીટ ન હોવાના કારણે મને ઉતારી એક રૂમમાં લઇ ગયો. હું જાણે મહાન વાંકમાં હોવું તેમ ત્યાં ગઇ, અને તેના કેહતાં બેસી ગઇ. તે મારા માટે ખાવાનું લાવ્યો. હું સવારની ભૂખી હતી. પેહલાંનો મેં આનાકાની કરી. પણ તેના સમજાવવાથી તથા મને કેટલીક આશા આપવાથી મેં ખાધું. ત્યાર પછી તે રૂમ બહારથી બંધ કરી "હું આવું છું" કહી ચાલ્યો ગયો. હું મારા જીવન ઉપર વિચાર કરતી કરતી ઉંઘી ગઇ અને જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે રાત્રિ પડી ગઇ હતી, અને પેલો પાછો ખાવાનું લઇ મારી પાસે આવ્યો હતો. મેં તેનો ઉપકાર માન્યો. કારણ હું તેને કોઇ ઉદાર તથા દયાવાન માનવા લાગી હતી, પણ બેન! મને કેહતા શરમ આવે છે કે હું કરેલા પાપોના કારણે અધમદશાએ પોહચી હતી. મને ઉચ્ચતાનું ભાન નોહતું. એકવાર જે પાપ કર્યું હોય તો બીજીવાર પણ તે પાપ મરજી ન હોવા છતાં થઇ જાય છે. તેનો અનુભવ મને

ત્યાં થયો." શારદાએ છેલ્લું આ વાકય કહ્યું કે પંડિતા તેનાથી અલગ થઇ ગઇ. તેને પોતાનું ભૈયા સાથે કરેલું પાપ યાદ આવી ગયું. શારદા પંડિતાની આવી વર્તણુંક જોઇ તેની સામાં તાજુબી સાથે જોવા લાગી. શારદાનું મુખ ઉતરી ગયું.

**પંડિતા**—બેન. ખોટું ન લગાડતી. મને એક વાત યાદ આવતાં ધ્રુજારી છુટી. તે કારણે મને મારી જાત ઉપર ધિક્કાર છુટયો. શું એક વાર થયેલું પાપ બીજીવાર મરજી ન હોવા છતાં થઇ જાય છે?

**શારદા**—હા બેન! મને તો તેવોજ અનુભવ થયો.

**પંડિતા**—પછી શું થયું

**શારદા**—તે સ્વાર્થીને ત્યાં હું બે દીવસ રહી, એક દીવસ તે મને સીનેમા જોવા લઇ ગયો, અને મને બેસાડી ચાલ્યો ગયો હું અજાણી હતી. બહાર નીકળી આમતેમ ફાંફાં મારતા એક હિંદુ યુવાન મારા પ્રત્યે લાગણી દર્શાવવા લાગ્યો. આ વખતે પણ હું તેના મીઠા મીઠા શબ્દોમાં ફસાઇ. બેન હવે તો હું મારી વારદાત કેહતાં કંટાળું છું અર્થાત તે બદમાશે મને અત્રે આવી વેંચી નાંખી. અત્રે મને આ મકાનની માલિકાએ ગાતા શીખવવા માંડયું, પણ તેમાં હું નાપાસ થઇ. આથી તેણે મારા માટે જે નાણાં આપ્યા હતા તે વસુલ કરવા ઉલ્ટો માર્ગ પકડયો. ગામના શેઠીયાઓ મારી પાસે આવતા હું તેમના મન રંજન કરવાનું સાધન બની ગઇ. હું હવે આ પાપી જીવનમાંથી કયારે મુક્તિ મળશે તેની વાટ જોઇ રહી છું. અને આવી હાલતમાં હું હોવાથી કાંઇ પણ જઇ શકતી નથી. કારણ મને હિંદુ સંસારમાં તો કોઇ પણ સંઘરે તેવો સંભવ નથી. બેન હવે તો મૃત્યુ આવે તો......' કેહતાં પંડિતાને વળગી પડી. અને રડવા લાગી.

પંડિતા પણ તેને વળગી રડી પડી. જ્યારે રડવાથી બન્નેના હૃદયો હલકા થયા ત્યારે પંડિતાએ કહ્યું "શું બેન અત્રેથી છુટકારો નહિ થાય?

**શારદા**—નહિ. સ્વપ્નામાં પણ આશા ન રાખવી.

**પંડિતા**—કાંઇ ઉપાય નથી.

**શારદા**—જો કે આ ગણિકા દયાવાળી તો છે, પણ જ્યારે તેની મહેરબાની મેળવી હોય. ઉદાર છે, પણ જ્યારે તેની મરજી મુજબ વર્તવામાં આવે.

**પંડિતા**—બેન. ત્યારે તો હું મહાન આફતમાં આવી પડી, પણ હાં જો કે હું સંગીત કળામાં પ્રવિણ છું. આથી મને લાગે છે કે હું તેની કૃપા મેળવી શકીશ.

**શારદા**—ત્યારે તો મને સંપૂર્ણ આશા છે કે તમો તેની માનીતી થઇ શકશો, અને વખતે જો તે ખુશ થઇ જશે તો તમને જોઇએ તેવી મદદ પણ કરે તેમ છે.

**પંડિતા**—મારે મદદની જરૂર નથી. અત્રેથી મુક્ત થાવું તો બસ; પણ મુક્ત થતાં પણ કયાં જવું તે પ્રશ્ન મને ગુંગળાવી નાખે છે હું જો મારા માતાપિતા પાસે જાવું તો સર્વે વાના સારા થાય, પણ મને જતાં શરમ આવે છે. ત્યાં જવા કરતાં મને મૃત્યુ વધુ પ્રિય છે. નહિ તો મારે આ દહાડા જોવા પડત નહિ.

આટલું બોલતાં બોલતાં તો પંડિતાનું હૃદય ભરાઇ આવ્યું. તેનાથી આગળ કાંઇ બોલાયું નહિ. ડુસ્કો ભરાઇ ગયો. એટલામાં બહારથી કોઇ બારણું ખખડાવતું હોય તેવો અવાજ થયો. શારદા તરત ઉભી થઇ. બારણું ઉઘાડવા ગઇ. પંડિતા પણ કોણ આવે છે. તે જોવા લાગી, બારણું ઉઘડતાં તે નામાંકિત ગણીકા અંદર આવી તેનું નામ મોતીજાન હતું.

મોતીજાનને જોતાંજ પંડિતા તરત ઉભી થઇ ગઇ. તેની પાછળ ત્રણ ચાર યુવાનો પણ અંદર દાખલ થયા. પંડિતા તેમને જોતાં શરમાઇ પીઠ કરી આડી ઉભી રહી. ભિન્ન ભિન્ન પ્રકારના વિચારે તે મુંઝી રહી હતી. પંડિતાની આવી હાલત જોતાં શારદાએ મોતીજાનના કાનમાં કાંઇ કહ્યું. કે તરત મોતીજાન આનંદી થઇ હોય તેમ જણાવવા લાગી અને સર્વેને લઇ બહાર ચાલી ગઇ. આથી તે રૂમમાં એકલી પંડિતા રહી ગઈ. તે સર્વેના જતાં તે મોટા વિચારમાં ગરકાવ થઈ ગઇ. પોતાની હાલત ઉપર વિચાર કરતાં બન્ને હાથે મસ્તક પકડી. પલંગ ઉપર બેસી ગઇ; અને પાછી ઢળી પડી.

---

## પ્રકરણ ૧૨ મું.

### મારૂં શું થશે ?

---

જીવકોર સાધુ સાથે આવી તો ખરી પણ તેના મનમાં ભિન્ન ભિન્ન પ્રકારના વિચારો થતા હતા. સહુથી મોટો વિચાર તેને આનો થતો હતો કે સાધુ શયતાનતો નહિ હોય, અને જો તેમ થાય તો પછી મારા શા હાલ થાય. આવી રીતે તેને વિચાર થાય તે સ્વાભાવિક હતું, કારણ અમણાં સુધી તેને જેનો જેનો સમાગમ થયો તે સર્વ એકજ વસ્તુની માંગણી કરતા માલમ પડયા હતા. પ્રભુ કૃપાએ તે દરેક પાપી પિશાચોના પંજામાંથી મુક્ત થવા પામી હતી, પણ તેની તે ધાસ્તી અનુભવે નાશ પામતી નોહતી.

તેના મસ્તકમાં પડેલો ઘા ધીમાં ધીમાં રૂઝવા આવ્યો હતો; અને જો કે તે અશક્ત થઇ ગઇ હતી, તો પણ સાધુની સારી માવજતના કારણે તે હરી ફરી શકતી હતી. તેને સાધુ કોઇ વિચિત્ર લાગતો હતો. સાધુ જેટલી જીવીની સંભાળ રાખતો હતો, તેટલીજ સંભાળ પેલા બગીચામાંથી ઉપાડી લાવેલા બાળકની પણ રાખતો હતો. એક સાધુ સંસાર ત્યાગી અને બાળક જોતાં જીવકોરના મનમાં પ્રશ્ન ઉદ્‌ભવતો કે "સાધુ અને આ બાળકનો શો સંબંધ હશે? શું કોઇના બાળકને ઉપાડી લાવ્યો હશે? પણ નહિ તેની રેહણી કરણી તો તેવી માલમ પડતી નથી. ત્યારે આ બાળક કોનું હશે? શું તે તેની સ્ત્રીનું હશે; અને પોતાની સ્ત્રી મૃત્યુ પામતા તેના વિયોગમાં તો સંસારનો ત્યાગ કર્યો નહિ હોય?" આ વિટંબણાંમાં તે હમેશ રહ્યા કરતી હતી.

જીવીને બાળક પ્રત્યે સ્વાભાવિક રીતે સ્નેહ થતો હતો, પણ તેમ શામાટે થાય;છે, તે કાંઇ સમજી શકતી નહિ બાળક પણ જીવીને જોઇ આનંદી થતું હતું; અને પોતાની માતા ન હોય તેમ તેને ચાહતું હતું. એક સમયે સાધુ કંઇક વિચારમાં બેઠેલો હતો. તેનું મુખ ઉતરી ગયું હતું. અને જાણે હમણાં રડી પડશે તેવું લાગતું હતું જીવકોર તે જોઇ રહી હતી. સાધુની આવી હાલત જોઇ જીવકોરના મનમાં લાગી આવ્યું, અને તે સાધુ પાસે જઇ કેહવા લાગી કે "મહારાજ કોઇ દીવસે નહિ ને તમો આમ ઉદાસ કેમ છો?"

**સાધુ**—જીવી બેન. તે તમો જાણી શું કરશો?

**જીવી**—જ્યારે તમો મુજ દુઃખીયારીના દુઃખના ભાગીદાર બની. મને મરતી બચાવી, સાથે મને પોતાની બેન પ્રમાણે રાખો

છો તો મારો આટલો પણ હક નહિ કે તમોને હું તમારા ઉદાસ થવાના કારણનાં સંબંધમાં કાંઇ પણ પૂછી ન શકું ।

**સાધુ**—બેન. હું તમોને ઉદાસ કરવા માંગતો નથી, પણ સાથે હું તમારા પ્રશ્નના સંબંધમાં કાંઇ કેહવા માંગતો નથી હું પ્રસંગની વાટ જોઇ રહ્યો છું. પ્રસંગ આવે તમોને સર્વ કહીશ, અથવા તમો પોતાની મેળે સર્થે જાણી શકશો. હાલ તો તમો આટલાથી સંતોષ માનો કે હું સત્ય રીતે સાધુ નથી.

**જીવી**—ત્યારે કોણ છો ?

**સાધુ**—અમણાં તો હું કહી ગયો કે તેના સંબંધમાં હું કાંઇ જણાવી શકું તેમ નથી

**જીવી**—શું તેમાં કાંઇ ભેદ છે.

**સાધુ**—હા. ભેદ છે.

**જીવી**—શો ભેદ.

**સાધુ**—પાછો એજ પ્રશ્ન.

**જીવી**—પણ મને કેહવામાં તમોને શાની બીક લાગે છે. શું તમોને ધાસ્તી છે કે મને કેહતાં આપ આફતમાં આવી પડશો શું હું એવી નીચ છું કે મારા પાલનહારને દગો દવું, શું મારા ઉપર આટલો પણ વિશ્વાસ નથી.

**સાધુ**--બેન. તમોં નકામી શંકાઓ લાવો છો.

**જીવી**—હા. અલબત કોઇ અજાણી રઝળતીને પોતાનો ભેદ ન કહેવામાં આવે તેમાં તમો ઉત્તમતા સમજતા હશો.

કેહતાં જીવકોરની આંખમાં આંસુ આવી ગયા. તેણે પોતાના પાલવ વડે મુખ ફેરવી લુછી નાંખ્યા સાધુએ તે જોયું, અને તેના

ઉપર કેવા પ્રકારની અસર થઇ છે. તેનું જ્ઞાન થતાં તે ઘણો દિલગીર થયો, પણ તે લાચાર હતો. પોતે કોણ છે, તથા શામાટે સાધુ બન્યો છે તે કોઇને પણ કેહવા માંગતો નોહતો. અને કોઇ પ્રસંગની તે વાટ જોઇ રહ્યો હતો. જીવીને રડતી જોઇ સાધુએ કહ્યું.

"બેન તમો નકામા ઉદાસ થાવો છો, હું આપની પાસે આટલું માંગી લવું છું કે હાલ તમો આ હટ મુકી દો. વખત આવે તમો સારી પેઠે જાણી શકશો કે હું કોણ છું જો મારી વાત હાલમાં જાહેર થાય તો આપણે ત્રણે જણાં આફતમાં આવી પડીશું

**જીવી**--આફત !

**સાધુ**—હા. આફત અને તે પણ મહાન.

**જીવી**—ત્યારે તો હું તમોને તે માટે લાચાર બનાવતી નથી ભલે વખત આવે જણાવજો, પણ આ બાળક કોનું છે. તે તો જણાવશો શું એ બાળક તમારૂં છે.

**સાધુ**—એ બાળક મારૂં નથી.

**જીવી**—ત્યારે કોનું છે ?

**સાધુ**—તેનું પણ મને જ્ઞાન નથી.

**જીવી**—ત્યારે શું કોઇ વગર ઓળખાણ પીછાણ વગર કોઇને પાળે ખરૂં કે—

**સાધુ**—હા. તેનો જીવતો દાખલો તમોજ છો.

સાધુનો આ ઉત્તર સાંભળી જીવકોર વિચારમાં પડી ગઇ, અને હવે શું બોલવું ? તે કાંઇ સમજી શકી નહિ. સાધુએ જીવકોરને આવી વીટમણામાં જોઇ બાળક કેવી રીતે મળ્યું તે સર્વે બીના પેહલાંથી કહી, અને તે બાળકની માતાને બદમાશો ગાડીમાં નાંખી ચાલ્યા ગયા તે પણ કહ્યું

**જીવી**—ત્યારે આ બાળક તે સ્ત્રીનું હતું.

**સાધુ**—હા. મને તો લાગે છે કે તેનુંજ છે.

**જીવી**—કારણ.

**સાધુ**—મેં તે સ્ત્રીને બરાબર જોઇ છે; અને આ બાળક તથા તેનું મુખ બરાબર મળતું આવે છે. સાથે જ્યારે આ બાળકના રડવાનો સ્વર તેના કાને ગયો. ત્યારે તેને લેવાને ગાડીમાંથી ઉતરવા જતી હતી પણ બદમાશોએ ઉતરવા ન દીધી.

**જીવી**—ત્યારે તમોએ મદદ કેમ ન કરી?

**સાધુ**—હું મદદે પોહચી ગયો હતો, પણ બદમાશો ગાડીમાં હતા અને હું પગે ચાલતો હતો. મેં તેમની પૂઠ પકડી, પણ તેમને પકડી શકયો નહિ.

**જીવી**—તે સ્ત્રી કોણ હતી?

**સાધુ**—તેના સંબંધમાં પણ હું ચોકસપણે કાંઇ કહી શકું નહિ.

**જીવી**—મને તાજુબી થાય છે કે તમો તમારા સંબંધમાં, બાળકના સંબંધમાં તથા તેની માતાના સંબંધમાં કાંઇ પણ કહી શકતા નથી.

**સાધુ**—હા. આ બનાવોજ એવા છે કે તેનો ઉકેલ સહેજમાં થઇ શકે તેમ નથી. મારે તે સ્ત્રીનો પત્તો લગાડવો છે.'

**જીવી**—કાંઇ પત્તો લાગ્યો

**સાધુ**—નહિ. મેં વડોદરાની ગલી ગલી તથા શેરી શેરી ફીની મારી પણ કોઇ પણ સ્થળે મને તેની ભાળ મળી નથી; પણ મને ખાતરી છે કે તે વડોદરામાંજ છે. અને તે બદમાશોએ તેને કોઇ ગુપ્ત સ્થાને સંતાડેલી છે.

**જીવી**—તે બદમાશો કોણ હતા.

**સાધુ**—હિંદુ.

**જીવી**—હિંદુ !

**સાધુ**—હા.

**જીવી**—હાય ! હિંદુ સંસાર તારી કેવી અવદશા થઇ રહી છે. કેહતા ચુપ થઇ ગઇ; અને સાધુ સામાં જોવા લાગી. જીવીની આંખમાં આંસુ આવી ગયા તે જોતાં **સાધુએ** કહ્યું કે "બેન તમો શા માટે રડો છો ?"

**જીવી**—હું મારા જીવન ઉપર વિચાર કરૂં છું કે મેં શું કર્યું !

**સાધુ**—હવે તેના માટે પ્રશ્ચાતાપ શો. બનવાનું બની ગયું; ત્યારપછી પસ્તાવવું નકામું છે. હવે તો બગડેલી બાજી સુધારવાનાજ પ્રયત્ન કરવા જોઇએ.

**જીવી**—પણ હું શું કહી શકું તેમ છું ? કારણ નારતા તો નાઠી, પણ હવે મને વિચાર થાય છે.

**સાધુ**—શાનો ?

**જીવી**—કે મેં આ શું કર્યું.

**સાધુ**—જે કાંઇ થાય છે તે સારા માટે થાય છે, માટે ચિન્તા કરવામાં આવ્યશકતા નથી. ભૂડું થાય તે ભલા માટેજ થાય છે. એવો કુદરતનો નિયમ છે, માટે હાલ તો સર્વે પ્રકારની ચિન્તાને મુકી અત્રે રહો.

**જીવી**—પણ હું અત્રે કયાં સુધી રહીશ. મારા મા બાપ તથા મારા પતિદેવની કેવી હાલત હશે.

**સાધુ**—હાં એક વાત તો તમોને કેહવાની ભૂલીજ ગયો. મને સમાચાર મળ્યા છે કે તમારો સસરો ગળે ફાંસો ખાઇને મરી ગયો છે.

**જીવી**—શા માટે ?

**સાધુ**—લોક લાજે. મારા ધારવા પ્રમાણે તમારી જે આપદા હતી. તે નાશ પામી છે. માટે જો તમો ધારો તો અમદાવાદ જઇ શકો છો.

**જીવી**—મારો પણ વિચાર થાય છે કે હું અમદાવાદ જાવું, પણ હવે મને કોણ સંઘરશે.

**સાધુ**—કારણ ?

**જીવી**—હિંદુ સંસાર હવે મને સંઘરવા સાફ ના પાડશે. કારણ ત્યાં મારા સંબંધમાં ભિન્ન ભિન્ન પ્રકારના આક્ષેપો ઘડાઇ ગયા હશે. જો કે હું શામાટે નાઠી તે તમોને મે જણાવ્યું છે; હું મારા પ્રભુને શાક્ષી રાખી કહું છું કે જેમ પેહલા હું પવિત્ર હતી, તેવી હાલ પણ પવિત્ર છું પણ જગત તે કેમ માનશે. લોકોના મનનું સમાધાન કેવી રીતે કરી શકીશ. તેઓ મારા બોલવા ઉપર કેવી રીતે વિશ્વાસ લાવશે. હાય ! હાય ! મારૂં શું થશે ?

**સાધુ**—બેન તમો ધભરાવો નહિ. પ્રભુ સર્વે વાના સારાજ કરશે. હું તમોને ખાતરી આપું છું કે તમો તમારાથી જે જે વીખુટા પડયા છો તેને અવસ્ય મળશો.

**જીવી**—મળશે, પણ તેઓ મને સંઘરશે ? મને પવિત્ર માનશે ?

**સાધુ**—પ્રભુ તમારી સર્વે આશાઓ પૂર્ણ કરશે એવું મારૂં અંતઃકરણ મને કહે છે માટે તમો કોઇ પણ પ્રકારની ચિન્તા ન રાખો.

**જીવી**—શું સર્વે મને પેહલાની માફક ચાહશે. પવિત્ર સમજશે ?

**સાધુ**—હા કેમ નહિ સમજે. જે પવિત્ર છે તેને ધાસ્તી શી ?

**જીવી**—પ્રભુ કરેને તેમ થાવો.

જીવી આટલું બોલવા પામી હતી કે પેલો બાળક જે પારણામાં ઊંઘી રહ્યો હતો તે રડવા લાગ્યો બન્નેની નજર તેના તરફ ગઇ. કે જીવ-

કોર તરત ઉભી થઇ પારણામાંથી બાળક કાઢી શીશીમાનું દુધ પાવા લાગી. સાધુ જીવીને આમ બાળકને ઉછેરતાં જોઇ મંદ મંદ હાસ્ય કરવા લાગ્યો અને પોતે એક અઘરી ફરજમાંથી મુક્ત થયો તે માટે પ્રભુનો પહાડ માનવા લાગ્યો. પાછો તેણે એક નિશ્વાસ નાંખ્યો, અને કામ પ્રસંગે બહાર ચાલ્યો ગયો.

જીવી બાળકને દુધ પાવામાં રોકાયલી હતી એટલે સાધુ ગયો તેની તેને ખબર પડી નહિ જ્યારે દુધ પાઇ રહી અને બાળક રમવા લાગ્યું, ત્યારે આનંદમાં આવી તેણે પાછળ જોયું તો સાધુ મળે નહિ. તે વિચારવા લાગી કે કાંઇ ગયા હશે, પણ કોઇ પણ વખતે મને કહ્યા વગર બહાર જતા નોહતા અને આજે આમ કેમ? શું તેમને મારા ઉપર ખોટું તો લાગ્યું તો નહિ હોય. શું તેઓ મને મુકીને તો કાંઇ ચાલ્યા નહિ જાય, અને પ્રભુ ના કરેને તેમ થાય. તો મારૂં શું થાય? અને આ બાળકના કેવા હાલ થાય. પણ નહિ. નહિ. મારે આવા વિચારો શા માટે કરવા જોઇએ. ગયા છે તો અમણાં પાછા આવશે. જો અમો બન્નેને તેમને તેમ મુકી જવાનું કરે તો આમ લાવેજ શામાટે. જો કે તે મને ધીરજ તો આવે છે, પણ મારૂં અંતઃકરણ માનતું નથી કે સગાહ વ્હાલા મને પવિત્ર માને. જો કે મારા દુઃખનું જે કારણ હતું તે નાશ પામ્યું છે, પણ હવે હું જાવું કેવી રીતે? હાય! પ્રભુ! મને કાંઇ સમજ પડતી નથી. કે મારૂં શું થશે?"

કેહતાંજ જીવીની આંખમાં આંસુ આવી ગયા. જેમ જેમ તે પોતાની સ્થિતિ ઉપર વિચાર કરવા લાગી તેમ તેમ વધુ વધુ રડવા લાગી. આ વખતે તેને કોઇ પણ ધીરજ આપે તેવું નોહતું. તેને પોતાના માબાપો યાદ આવી ગયા. તેથી ડુસકે ડુસકે રડવા લાગી.

તેને રડતી જોઇ બાળક પણ રડવા લાગ્યું. આથી તેણે બાળકને ખોળામાં ઉંચકી દઇ પાસે બેસી ખોઇ હલાવવા લાગી, અને પોતાનું શું થશે ? તે પ્રશ્ન ભીની આંખે ઉકેલવા પ્રયત્ન કરવા લાગી, પણ કોને ખબર છે કાલની. ના જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે. તો પછી જીવી કોણ માત્ર.

## પ્રકરણ ૧૩ મું.

### જીવન પલટો.

પંડિતાએ પોતાને મુક્ત થવા ઘણાં ઘણાં વિચારો કર્યાં પણ કોઇ પણ રીતે તેને મુક્ત થવાની બારી જણાઇ નહિ. વધુ મુશ્કેલી તો આ વાતની હતી કે બદમાશો તેને એક હઝાર રૂપીઆ લઇ આપી ગયા હતા. જો પંડિતા મોતીજાનને એક હઝાર રૂપીઆ આપે તો વખતે પંડિતાના ખાનદાન પ્રત્યે ધ્યાન આપી મુક્તી આપે તેમ પંડિતા પોતાના મનમાં માનતી હતી, પણ બે હઝાર રૂપીઆ લાવવા કયાંથી જો તે પોતાના માબાપને આ વાતની ખબર આપે તો તરત મુક્ત થઇ શકે પણ તેમ કરતાં પોતે શરમાતી હતી. એક પાપ કરવાથી તો તે લાજના મારે અમદાવાદ જઇ શકી નહિ. વડોદરે આવી, અને એક ગણિકાના પંજામાં ફસાઇ, તેને ત્યાં રહી, તો પછી સમાજ તેને કેમ સંઘરશે. એવા એવા વિચાર તેને ગુંગળાવી નાંખતા હતા.

મોતીજાનને ત્યાં પંડિતાને કોઈ પણ પ્રકારની ચિન્તા કરવા જેવું નોહતું, તેને જોઇતી દરેક વસ્તુ મળતી હતી, પણ જો કે માત્ર

દુઃખ હતું. નજરકેદનું. તેને બહાર જવાની રજા નોહતી, અને પંડિતા બહાર ચાલી ન જાય, તેટલા માટે ખાસ વ્યવસ્થા રાખવામાં આવી હતી મોતીજાનનું મકાન ત્રણ માલનું હતું. તેમાં પંડિતાને ઉપલા છેલ્લા માલમાં રાખવામાં આવી હતી. એટલે જો ઉપરથી પડતું મુકે તો મરણનો ભય હતો. તેમ નીચે જતાં મોતીજાનના માણસો તેને તેમ કરવા દે તેમ હતુંજ નહિ. તે ઉપરાંત એક વૃદ્ધ સ્ત્રી પંડિતાની રૂમમાં બરાબર હાજર રેહતી હતી જો કે તેને જાહેર રીતે તો પંડિતાની સેવા કરવા માટે રોકવામાં આવી હતી; પરંતુ ગુપ્ત રીતે તો પંડિતાની હાલ ચાલ ઉપર ખાસ દેખરેખ રાખવા માટેજ રાખવામાં આવી હતી. આ વૃદ્ધ ડોસી ઘણીવાર પંડિતાને બારી આગળ જવા દેતીજ નહિ, અને વખતે તેની ગેરહાજરીમાં જતી અને જો જોઇ લેતી તો તરત તેને હાથ પકડી અંદરના ભાગમાં ખેંચી લેતી હતી. પંડિતાને આથી ઘણું ખોટું લાગતું. એક પોપટ કે મેના પ્રમાણે માત્ર પીંજરામાં પુરાઇ રહી સુખમાં રેહવામાં તેને ઘણો કંટાળો આવતો હતો; પણ લાચાર હતી. કાંઇ પણ કરી શકતી નોહતી.

એક સમયે તે મહાન ચિન્તામાં બેઠેલી હતી. તેને પોતાના માબાપ યાદ આવી ગયા હતા. અને પોતાની તે વખતની સ્વતંત્ર જીંદગીનો ખ્યાલ કરતાં તેની આંખમાં આંસુ આવી ગયા. વૃદ્ધા તે જોઇ બોલી.

**ડોસી**—દીકરી આમ રડ રડ કરે શું તું સુખી થઇશ

**પંડિતા**—ત્યારે શું કરૂં ?

**ડોસી**—તે મને શું પૂછે છે ? તુંજ વિચાર કર કે તારે શું કરવાનું છે.

**પંડિતા**—શું હું વ્યભિચારણી બનું ? લોહીનો વેપાર શરૂ કરૂં ?

**ડાસી**—તને આવું આવું કોણે કહ્યું છે, કે તું ભડકે છે. શું સર્વે ગાનારીઓ વ્યભિચારજ કરતી હતી.

**પંડિતા**—ત્યારે ?

**ડાસી**—તારી સમજમાં ભૂલ છે.

**પંડિતા**—એટલે ?

**ડાસી**—આના સંબંધમાં તને જોઇએ તેટલું જ્ઞાન નથી. માટે આવી આવી વાતો કરે છે. નહિ તો આવી વાતો કરત નહિ.

**પંડિતા**—શું આ ધંધો ઉત્તમ છે !

**ડાસી**—ત્યારે શું હલકો છે ?

**પંડિતા**—અલબત. આ ધંધોજ હલકો નહિ પણ અધમ છે.

**ડાસી**—અરેરે ! મારી ધારણા આખર ખોટીજ ઠરી.

**પંડિતા**—તમારી શી ધારણા હતી ?

**ડાસી**—તેં જ્યારે તારી સર્વે વાત મોતીજાન આગળ કરી ત્યારે મને પણ તારા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો. તેમ મોતીજાન પણ તારા પ્રત્યે માનભરી લાગણી રાખે છે, કારણ અમો માનતા હતા કે તું ભણેલી હોવાથી તને આગલા હિંદુ રાજા મહારાજાઓના ઇતિહાસનું જ્ઞાન હશે.

**પંડિતા**—રાજા મહારાજાઓનો આના સાથે શો સંબંધ ?

**ડાસી**—અરેરે ! તું તો સાવ અજ્ઞાની લાગે છે.

**પંડિતા**—કેવી રીતે ?

**ડાસી**—શું તને ખબર નથી કે પ્રાચિનકાળમાં દરેક ઉચ્ચ ખાનદાનની પુત્રિઓ વગેરેને નૃત્ય કળા તથા સંગીતકળાનું શિક્ષણ આપવામાં આવતું હતું. અને તે કળાને અત્યોત્તમ ગણવામાં આવતી હતી, અને જેને તે કળામાં વધુ જ્ઞાન હોય તેને દરેક સ્થળે માન મળતું

હતું. એટલુંજ નહિ પણ તેના વખાણો પણ થતા હતા. મહારાજાધીરાજો પોતાની પુત્રિઓને આ કળા શિખવવા માટે હોંશિયાર ઉસ્તાદોને રાખતા અને પોનાની બાળકીઓ તે કળામાં પરિપૂર્ણ થાય, તેની ખાસ કાળજી રાખતા હતા. અર્થાત આ કળાતો આપણા પૂર્વજોની યાદદાસ્ત છે તથા ઉત્તમ કળા છે.

**પંડિતા**—ત્યારે સમાજમાં તેના પ્રત્યે ધિક્કારની લાગણી શા માટે દર્શાવે છે?

**ડોસી**—જેમ જેમ સમય જતો ગયો, તેમ તેમ સમાજ પોતાના પૂર્વજોની ઉત્તમ કળાને ભુલતા ગયા. સાથે અધમ દશામાં જવા લાગ્યા. આમાં ખરી રીતે સમાજનીજ અજ્ઞાનતા છે, નહિ તો આ કળા જેવી તો જગતમાં એક પણ કળા નથી. હા. જ્યાં ગામ હોય ત્યાં ઢેડવાડો હોયજ, અને તેમના કારણે વખતે લોકોના વિચારો તે પ્રત્યે હલકા બાંધવાનો પ્રસંગ મળ્યો હોય, પણ સર્વે એક સરખી હોતી નથી. કાંઇ હાથના પાંચે આંગળા સરખા હોય છે?

**પંડિતા**—ડોસીમા તમો તો મોટા વિદ્વાન જેવા લાગો છો. ક્યાં શીખેલા આ બધું.

**ડોસી**—આ મારા વાળ કાંઈ તડકામાં ધોળા થયા નથી. હું પણ પહેલા ગણીકા હતી.

**પંડિતા**—તમો ગણિકા હતા?

**ડોસી**—હા.

**પંડિતા**—તમો ગણિકા શામાટે બન્યા હતા.

**ડોસી**—પુરૂષવર્ગના જુલમોના કારણે?

**પંડિતા**—એટલે?

**ડાસી**—તેં મોતીજાન સાથે તારા સંબંધમાં કહેતાં વચમાં કહ્યું હતું કે હું "પુરૂષો સાથેનો મારો વેર વસુલ કરવા માંગું છું" શું તે તને યાદ છે.

**પંડિતા**—હા. તે બરાબર છે. પુરૂષવર્ગના કારણેજ હું આ સ્થિતિમાં આવી છું. તો પછી વેર શા માટે ન લેવું.

**ડાસી**—ત્યારે હું પણ તેવાજ કારણે વેર વસુલ કરવા ગણિકા બની હતી.

**પંડિતા**—તે કેવી રીતે?

**ડાસી**—પંડિતા તારા જીવન અને મારા જીવનમાં સહેજ ફેરફાર છે. હું બાળવિધવા છું મને સાત વર્ષની વયમાં પરણાવવામાં આવી હતી. તેની મને ખબર નથી. જો કે મારો સબંધ જેના સાથે જોડયો હતો, તેની વય મારા કરતાં સાત ગણી હતી, એટલે તેની વય પચાસ વર્ષની હતી. જ્યારે હું સમજણી થઇ એટલે મારી વય બાર વર્ષની થઇ ત્યારે મને સાસરે વળાવવામાં આવી હતી; પણ ત્યાં જતાંજ મારી આશાઓનો નાશ થતો મે જોયો. મારો પતિ બીમારીના ખાટલે પડયો હતો, અને તેના જીવવાની આશા નોહતી. ટુંકમાં બરાબર એક વર્ષ માંદગી ભોગવી મારો ભવ બગાડતો ગયો. હું વિધવા બની. હવે મારા પ્રત્યે સર્વે ધિક્કારની નજરે જોવા લાગ્યા. સાથે કેટલી વાર તો મારૂં હડહડતું અપમાન પણ કરવા લાગ્યું હું યુવાન થઇ ગઇ હતી યુવાની દીવાની હોય છે, તે સત્ય કહ્યું છે. હું મારા એક પાડોશીના પ્રેમમાં પડી. તેણે મારી સાથે પૂર્નલગ્ન કરવાનું કહ્યું. હું તેની મીઠી મીઠી વાતોમાં ફસાઇ, અને મેં તેની સાથે સંબંધ વધાર્યો તેના પરિણામમાં મને ગર્ભ રહી ગયો, પણ સત્ય

રીતે હિંદુ સમાજમાં વિધવા સાથે વ્યભિચાર કરતાં સમાજ કાંઇ કરી શકતી નથી, પરંતુ પૂર્નલગ્ન કરતાં સમાજ તોડી ખાય છે તેણે મને દગો દીધો. અને પોતે બદનામ ના થાય તેટલા માટે નોકરીનું બહાનું કાઢી કાંઇ ચાલ્યો ગયો. મારો ગર્ભ દીવસે દીવસે વધતો ગયો. દહાડા થતાં આ વાત મારા સાસરીયાના લોકોના જાણવામાં આવી, આથી તેવો મને મારી નાંખવાની વેતરણો કરવા લાગ્યા. તેની મને ખબર થતાં હું ધ્રુજી ગઇ અને એક રાત્રે તે ઘર મુકી બહાર ચાલી નીકળી. એક ગામડામાં મને પુત્રની પ્રાપ્તી થઇ. મેં ડાકણે તે બાળકને એક કુવામાં નાંખી દીધું. અને મહાન દુઃખો તથા પીડાઓ સહન કર્યા પછી મને આરોગ્ય પ્રાપ્ત થયું, કે પાછો પુરૂષ વર્ગ મારા પ્રત્યે મલિન નજરે જોવા લાગ્યો હું ઘણી જગ્યાએ રઝળી પણ દરેક જગ્યાએ એકજ વસ્તુની માંગણી કરવામાં આવતી હતી. કેટલી જગ્યાએ હું ફસાઈ, અને પુરૂષો તરફથી મને જે જે દુખો સહન કરવા પડ્યા છે. તે હું કહેતાં ધ્રુજી જાઉંછું. છેવટે મને પુરૂષો સાથેનો વેર લેવા વિચાર થયો. ટુંકમાં હું આ ગણિકાને ત્યાં તમો જેમ આવ્યા તેમ ભાગ્ય બળે આવી પોહચી ખરી રીતે તો કુદરતે મને માર્ગ જણાવી દીધો. મેં મારૂ વેર પુરૂષ વર્ગ ઉપર બરાબર લીધું છે; અને હાલ પણ પુરૂષનું નામ સાંભળતાં મને ધિક્કાર ઉત્પન્ન થાય છે.

**પંડીતા**—મારા કરતાં તમારૂં જીવન ઘણું કરૂણ છે બેન.

**ડોસી**—હા. છે તો તેમ પણ તે સર્વે યુવાનીના મદમાંજ થઇ ગયું.

**પંડિતા**—મારાથી પણ તે દીવાનીમાં ભૂલ થઇ અને તેનો ભોગ બની.

ડાસી—હવે જે થયું તે થયું. તેનો પસ્તાવો કરવાની આપ્ય શકતા નથી.

પંડિતા—એટલે ?

ડાસી—જો કે હું વૃદ્ધ થઇ છું. તેથી પુરૂષ વર્ગ સાથે મારૂ વેર લઇ શકતી નથી. પણ તું યુવાન છે. તેથી તારાથી વેર લેવાશે, અને હું તને તેમાં દરેક પ્રકારે મદદ કરીશ.

પંડીતા—એટલે શું હુ વ્યભિચાર કરૂં ?

ડાસી—નાદાન ! તને તેવું કરવાનું કોણ કહે છે. જો તું માત્ર ગાયીકી તરીકેજ કામ કરીશ તો સર્વે પાસા સીધાનાંખતા મને આવડેછે.

પંડિતા—પણ આથી મોતીજાન માનશે

ડાસી—તેનો જુમ્મો હું લઉછું; તેણે તારા માટે એક હજાર આપ્યા છે. તો આપણે તેને તેના બદલામાં દસ હઝાર આપશું પછી શા માટે નારાજ થશે.

પંડિતા—શું તમારી પાસે એટલા બધા નાણાં છે ?

ડાસી—નહિ.

પંડિતા—ત્યારે કયાંથી લાવશો.

ડાસી—પેલા બદમાસ અને શ્વર્યા પુરૂષો પાસેથી વસુલ કરશું, પણ મોતીજાન આગળ તારે માત્ર ગાયીક તરીકે કામ કરવા કબુલાત આપવી પડશે. બોલ તું તેમ કરવા રાજી છે.

પંડિતા—આમાં તો મને વાંધો લાગતો નથી.

ડાસી—ત્યારે તો આપણા પાસા બરાબર પડવાના.

આટલા સુધી બન્ને વાતો કરવા પામી હતી કે પાસેના રૂમમાં મોતીજાને કેટલાક પુરૂષોના કહેવાથી નીચે મુજબ ગાયન શરૂ કર્યું. આ બન્ને પણ ધ્યાન દઇ સાંભળવા લાગી.

એકનાઠ સખી અલબેલું યૌવન આવે;

ડાહ્યા દિલને ડોલાવે.........અલી.

આળસ ખાતી અંગ મરોડે અલબેલાયો ઉઠે,
મશ્કરી કરતો મિત્રો સાથે મદન પડે એની પુંઠે.

વસંત સખી સાથે લાવે......

અજબ કુદરત ! સંદેશા કા'વે......અલી...

વાટ અલીની જોતી કલિ...કોમળ અંગી કરમાતી;
આશામાં ને આશામાં રહી...સ્નેહભીની સરમાતી.

યુવાની એવી દીવાની આવે,
કુંવારાના મન હાય ! મુઝાવે......અલી...

મર્કડ મનડું થાય તરંગી...આડું અવળું દોડે;
વિહંગ માફક વ્યોમ વિહરતું કલ્પનાને બસ ઘોડે.

ફરે, વિચરે, જ્યાં જ્યાં મન ફાવે,
ન એને કોઇ પછી અટકાવે......અલી...

ગાંઠે નહિ ઘરમાં કોઇ અંતરની પીડા અકળાવે,
અવિચારી પગલું ભરી બેસે...ભણતરને ભૂલાવે.

અડગ ઉર–સંયમ–નાવ ડગાવે,
અજબ કોઈ જાદુઇ જ્યોત જગાવે...અલી...

દીલ દરિયો ઘૂઘવે અતિ ગંભીર...ઉંચા મારે ઉછાળા,
કોડીલી કન્યા યુવતીને...સુજે ચંચળ ચાળા.

નેહે નમણાં નયન નચાવે,
લજ્જા સ્નેહ ભીના શરમાવે,......અલી...

ગાન પૂર્ણ થતાં મોતીજાનના રૂમમાં વાહ ! વાહ !! વાહ !!! ના પોકારો થયા, ત્યારે આ બન્નેએ એકી સાથે નિસાસો નાંખ્યો.

પંડિતા—માજી મોતીજાન મધુર સાથે ભાવપુર્વક સાચો ચિતાર ગાય છે.

ડોસી—તારે પણ તેમ કરવાનું છે, અને આજ માર્ગે સમાજને સીધી બનાવવાની છે કે તમો પુરૂષો સ્ત્રીઓ ઉપરજુલમ કરોછો તેનો આવો બદલો છે, અને જ્યારે દરેકજણ આવો બદલો લેશે ત્યારે પુરૂષવર્ગના જુલમો ઓછા થશે.

પંડિતા—માજી હજી તમારો ક્રોધ શાન્ત થયો નથી લાગતો.

ડોસી—મારો ક્રોધ મરતાં સુધી શાન્ત થશે નહિ, કારણ મારો જન્મારો તે સ્વાર્થીઓએ બગાડયો છે, તો પછી હું તેમને શા માટે મુકું.

એટલામાં મોતીજાને ડોસીને બોલાવી તેથી "પંડિતા બેસ હું આવુંછું." કહી ચાલી ગઇ; અને પંડિતા પોતે પલટાતા જીવન ઉપર વિચાર કરવા લાગી. અને ગણગણવા લાગી.

"ગોઠે નહિ ઘરમાં કોઇ અંતરની પીડા અકળાવે;
અવિચારી પગલું ભરી બેસે...ભણતરને ભુલાવે."

હાય ! ભણતરને ભુલાવે, કેહતાં રડી પડી. સત્ય રીતે જાણે આ કડી પંડિતાને ઉદ્દેશીને ન ગવાઇ હોય ! કેટલા વિચાર પછી પંડિતા હવે મક્કમ બની હતી; અને પુરૂષો સાથે વેર લેવા તત્પર બની ગઇ હતી.



# પ્રકરણ ૧૪ મું.

## ગોહર.

ઉપલી ઘટનાઓ બનવાને આજે પાંચ વર્ષ થઇ ગયા છે; આજ-કાલ કરતાં પાંચ વર્ષ જોત જોતાંમાં પસાર થઇ ગયા. જીવીનો પિતા ઘણી જગ્યાએ તેની શોધ માટે રઝળ્યો. પોલિસમાં પણ તેની ખબર આપવામાં આવી; પણ પોલિસ કાંઇ આમ ખબર આવેથી તેની શોધખોળ કરે અને પત્તો મેળવી આપે, તેવા દાખલા ભાગ્યેજ બને છે. જીવીની માતા તો કેટલાક દિવસ તેના શોકમાં રડયા જ કરતી હતી, પણ સમય સર્વે ભૂલાવે છે, તે પણ જીવીને ભૂલી ગઇ હતી; અને તે જીવે છે કે મૃત્યુ પામી છે તેની ચિન્તા પણ તેને થતી નોહતી. હા. અકસ્માત કદાપિ યાદ આવી જતી તો ઉલટી તેના ઉપર ક્રોધ કરતી હતી: અને તેની મૂર્ખતાને ધિક્કારતી હતી. જીવીનો પતિ તેનો પિતા આપઘાત કરી મૃત્યુ પામ્યા પછી તેના સગાવ્હાલામાં પાસનું કોઇ સગું ન હોવાથી: તે પણ પોતાના સસ-રાને ત્યાં રેહતો હતો.

પંડિતાગૌવરીના માતા પિતા પણ સંસારમાં હતા, તેઓ પણ સંસારી હતા. જગતમાં કોઇનો કોઇ અંગત પાસેનો સગો, સ્નેહિ કે પ્રેમી મૃત્યુ પામતાં મહા વિલાપ તથા શોક પાળે છે, પણ જેમ જેમ દહાડા જાય છે, તેમ તેમ તે શોક ઓછો થતો જાય છે, અને છેવટે તેને જનારને વિસારી પણ મુકવામાં આવે છે. અર્થાત પંડિતાગૌવ-

રીને પણ સર્વે વિસરી ગયા હતા. હા. અલબત અનાથ આશ્રમમાંથી નીકળ્યા પછી તેની ઘણી તપાસ કરાવી હતી તથા પેપરોમાં જાહેર ખબરો તથા ઇનામો પણ બહાર પાડવામાં આવ્યા હતા. પણ સર્વે મેહનત ફોગટ ગઇ હતી

જ્યારે આ બાજુ પંડિતાને સર્વે વિસરી ગયા હતા ત્યારે પંડિતા પોતાનો પુરૂષો પ્રત્યેનો વેર વસુલ કરી રહી હતી, તે ગાયન કળામાં તો પેહલાંથી પ્રવિણ હતી. અને કોલેજમાં તે વિષયમાં તેને સોનાના મેડલ પણ મેળવેલ હતા; તેમાં મોતીજાનની કેળવણી મળતાં તે એક અજોડ ગાનાર તરીકે પ્રસીદ્ધીમાં આવી હતી, મોતીજાન તેને પંડિ-તાના બદલે ગોહર કરીને બોલાવતી. બીજા પણ તેને ગોહર કેહતા. ટુંકમાં સર્વે જણ તેને ગોહરજાનના નામે બોલાવતા તથા ઓળખા-વતા. આપણે પણ તેને ગોહરજાન તરીકેજ ઓળખીશું.

આખા વડોદરામાંજ નહિ પણ દુર દુરના ભાગોમાં તેની નામના પ્રસરેલી હતી અને હજારો રૂપીઆ આપી સમાજ તેને બો-લાવતી હતી ઘણાં અમીર ઉમરાવો તથા પૈસાવાળા તેને ચાહતા હતા; પણ તે કોઇને પણ ચાહતી નોહતી. જો તે કોઇના પ્રત્યે પ્રેમની લાગણી દર્શાવતી તો માત્ર એટલાજ પુરતી કે તેની લક્ષ્મી તે હરી લઇ મવાલી બનાવી દે. કારણ હવે તો ગોહરજાનને સ્વતંત્રતા હતી; કારણ મોતીજાન પણ મૃત્યુ પામી હતી અને તેને આજે બે વર્ષ પણ થઇ ગયા છે. મોતીજાન ગોહરજાન ઉપર એટલી બધી ખુશ હતી કે તેણે મૃત્યુ વખતે પોતાની સર્વે મીલકત ગોહરજાનને આપી દીધી હતી. આથી ગોહરજાન મોટી માલદાર બની હતી. અને એક બાદશાહી ઠાઠમાં રેહતી હતી.

એક સમયે તે પોતાના ખાસ દિવાનખાનામાં બેઠી હતી કે ઉસ્તાદે આવીને કહ્યું કે "નવિન શેઠ આવ્યા છે; અને તમારી સાથે કંઇ વાત કરવા માંગે છે."

ગોહર—શું વાત કેહવા માંગે છે?

ઉસ્તાદ—તેની મને ખબર નથી.

ગોહર—હવે શા માટે ફેરા ખાય છે?

ઉસ્તાદ—હું શું જાણું.

ગોહર—પણ તમો લોકો તેને આવવાજ શા માટે દોછો. તમો લોકો શું હરામનો પગાર ખાવો છો. જાવો તેને ધક્કા મારી બહાર કાઢી દોને.

ઉસ્તાદ—અમોએ તેને માર્યો, ધમકાવ્યો, પણ કોઇ પણ ઉપાએ ટલતોજ નથી માત્ર તમોને ઇંક્ષીવારજ મળવા માંગે છે.

ગોહર—મને હાલ ફુરસદ નથી. એવા મવાલીયોને મળવાથી મને શો લાભ

ઉસ્તાદ—બાઇ. તમારે તેની હાલત ઉપર દયા લાવવી જોઇએ, કારણ તેની હાલત ઘણી ખરાબ થઇ ગઇ હોય તેમ તેને જોતા લાગે છે. અને તેને જોતા ગમે તેવાને દયા આવી જાય તેવી તેની સ્થિતિ છે"

ગોહર—એટલે શું? તું મને બોધ આપવા આવ્યો છે; કે મારે તેના ઉપર દયા ખાવી. આમ દયા ખાતી ફરૂં તો પછી મારૂં શું થાય.

ઉસ્તાદ—પણ માત્ર એકવાર તેને બોલાવો. તે શું કેહવા માંગે છે તે તો સાંભળો

ગોહર—તે શું કેહવા માંગે છે?

**ઉસ્તાદ**—તે આપ જાતેજ તેના મુખે સાંભળો તો ઉત્તમ થશે.

ગોહર—જા ત્યારે બોલાવ; પણ યાદ રાખજે જો ધાંધલ મ-આવશે તો પોલિસને સ્વાધિન કરવામાં આવશે.

**ઉસ્તાદ**—મને લાગે છે, કે તે ધાંધલ કરશે નહિ

ગોહર— જા ત્યારે બોલાવી લાવ.

ઉસ્તાદના જતાં ગોહરજાન બરાબર સ્વસ્થ થઇને બેઠી અને સોનાની ડબીમાંથી સીગાર કાઢી સળગાવી પીવા લાગી. એટલામાં ઉસ્તાદ એક માણસને પોતાની સાથે તેડીને તે ખંડમાં દાખલ થયો; અને તેને એક ચેર ઉપર બેસાડી તેની પાસે ઉભો રહ્યો.

" ઉસ્તાદ તમો જાવો " ગોહરજાને કહ્યું, કે તરત તે ચાલ્યો ગયો, કે ગોહરજાન તે આવનાર માણસ સામાં જોવા લાગી. તે પણ ગોહરને માથાથી પગ સુધી નિહાળી રહ્યો હતો. આવનાર માણસનું નામ નવિનચંદ્ર હતું. પણ ગોહર તથા તેના માણસો તેને નવિન શેઠ કહીને બોલાવતા હતા.

ગોહર—કેમ? શા માટે આવ્યા છો ?

**નવિન**—શું તમારામાં દયાનો વાસ નથી.

ગોહર—મારી જાતની હું મુખ્તેયાર છું. મારામાં દયા છે કે નહિ તેની તમારે શી જરૂર છે.

**નવિન**—હું તે લેવા આવ્યો છું.

ગોહર—દયા. મારામાં હતી. હાલ નથી.

**નવિન**—કારણ? શા માટે નાશ પામી?

ગોહર—તેમાં તો જેટલો પુરૂષોનો વાંક છે, તેટલો મારો નથી. મને પુરૂષોએજ દયાહિણ થતા શીખવ્યું છે; સાથે સ્વાર્થી પણ મને પુરૂષોએજ બનાવી છે.

**નવિન**—ગોહર ગોહર ! તું આ શું બોલે છે. મેં તારા માટે શું નથી કર્યું. મેં મારી સ્ત્રીને તારા માટે પરહરી, મારી સર્વે મીલકત તારા ચરણોમાં નાંખી દીધી. તે શું તને યાદ નથી ?

**ગોહર**—છે, પણ તેથી શું ? તમેં સર્વે તમારા સ્વાર્થ માટે કર્યું હતું, પણ સ્ત્રીઓના હૃદયો કદાપિ લક્ષ્મીથી જીતાયા છે. તેને જીતવાના કારણો અન્ય છે.

**નવિન**—ત્યારે શું તું મારા ઉપર દયા નહિ કરે ?

**ગોહર**—નવિનચંદ્ર ! તમો જાણો છો કે તમો એકલાએજ મને મેળવવા માટે એમ નથી કર્યું પણ ઘણાંએ પોતાની મીલકતો મારા ચરણોમાં મુકી છે ઘણાં મારો પ્રેમ પ્રાપ્ત કરવા બરબાદ થઇ ગયા છે, અને સર્વેને મેં લાતો મારી મારી હાંકી દીધા છે. માત્ર એક તમોજ એવા મળ્યા છો કે કોઇ પણ પ્રકારે ટલતા નથી, એટલે તમો માંગો છો શું ?

**નવિન**—દયા. પ્રેમ.

**ગોહર**—પ્રેમ તેની વાત તો મહાન છે. પણ દયા ! પણ નવિન શેઠ તમોને યાદ છે કે તે વાત કે જેને આજે પાંચ વર્ષ થવા આવ્યા છે; તમો ભુલી ગયા છો, પણ હું ભુલી નથી. સ્ત્રીઓના હૃદય કોમળ હોય છે, આથી તેમના હૃદય ઉપર જે છાપ પડે છે, તે બરાબર પડે છે. અને જીવન સુધી રહે છે.

**નવિન**—ગોહર, ગોહર, મને કાઇ યાદ આવતું નથી.

**ગોહર**—ભલે. તમોને યાદ ન આવે, પણ મને તો તે બનાવ નજર આગળ ભમે છે.

**નવિન**—પણ તે શું છે, તે તો કહો. કાંઇ સમજી શકું.

ગોહર—તે યાદ કરતાંજ પુરૂષ વર્ગ ઉપર મને ક્રોધ ચઢે છે, અને મારો ક્રોધાગ્નિ વધુ સળગી ઉઠે છે. હું જ્યારે વડોદરામાં આવી ત્યારે નિરાધાર અવસ્થામાં હતી. અને મારી સાથે મારો એક દુધ પીતો પુત્ર પણ હતો. મને ખાવાના સાંસા હતા. હું ઘણા શેઠી-આઓને ત્યાં દયા માટે ગઇ હતી. તેમ તમારે ત્યાં પણ આવી હતી. પણ સર્વેએ મારી દુ:ખદાયક સ્થિતિ ઉપર નામની પણ દયા ખાધી નોહતી. મારી આંખોમાંથી વેહતા આંસુથી પણ તમો સર્વેના વજ્ર સમાન હૃદયો પીગળ્યા નોહતા. તેમ પુરૂષોના કારણે મેં મારો પુત્ર ગુમાવ્યો. અને તેજ નરાધમ, સ્વાર્થી અને દયાહિણ પુરૂષોના કારણે હું ગણિકા બની! અરે મને બનાવવામાં આવી. હવે તમોજ કહો કે હું હવે પુરૂષવર્ગ ઉપર શામાટે દયા ખાઉં.

નવિન—પણ હું કોઇ પણ સ્થળનો રહ્યો નથી. તદ્દન નિરાધાર બની ગયોછું.

ગોહર—તો હું શું કરૂં.

નવિન—આમ કોના માટે બન્યો.

ગોહર—તમારા સ્વાર્થ માટે.

નવિન—તમારા સ્વાર્થ માટે.

ગોહર—તે હું પેહલાં જવાબ આપી ચુકીછું

એટલામાં પાછો ઉસ્તાદ આવ્યો, અને કહ્યું કે." બાઇ તમોએ જે પેપરોમાં જાહેર ખબર આપી હતી, તેના કારણે એક સાધુ આપને મળવા માગે છે."

ગોહર—તે એકલો છે.

ઉસ્તાદ—નહિ.

ગોહર—ત્યારે કોણ કોણ છે. તેના સાથે કોઇ બાળક છે

ઉસ્તાદ—હા, બાળક સાથે એક સ્ત્રી પણ છે

ગોહર—તેઓ કોણ હશે. જા જોઇ લેવાશે. બોલાવ. ગોહરે બોલાવવાનો હુકમ કર્યો કે ઉસ્તાદ ત્યાંથી ચાલ્યો ગયો, અને તરત સાધુ, બાળક તથા એક સ્ત્રીને સાથે લઇ અંદર દાખલ થયો.

ગોહર—મહારાજ નમસ્તે.

સાધુ—કલ્યાણ

ગોહર—આવો બેસો

કેહતાં ગોહર ઉભી થઇ ગઇ, અને તે ત્રણને યોગ્ય સ્થાને બેસાડી પોતે સામાં એક ઘરમાં બેસી બાળકને નિહાળવા લાગી.

સાધુ—જાહેર ખબર તમોએ આપી હતી.

ગોહર—હા. મહારાજ મેંજ આપી હતી.

સાધુ—ત્યારે જાહેર ખબર પ્રમાણે આ બાળકને હું લાવ્યોછું.

ગોહર—તેની સાબેતી.

સાધુ—તેના ગળામાંથી મળેલો આ પત્ર જે મે સંઘરી રાખ્યો છે. તે જોવાથી ખાતરી થશે.

ગોહરે તરત તે કાગળ લઇ લીધો. તેમાં લખેલું હતું કે.

" દયાળુ શેઠ ! "

"હું એક અભાગણી, મારી આબરૂ બચાવવા ખાતર મારા પુત્રનો ત્યાગ કરૂંછું. જો કે હુ ઉંચ વંશની પુત્રિછું.મેં મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે. મારા લગ્ન થએલા છે, પણ માત્ર બેજ કલાક પતિના ઘેર રહી હતી. તેમાં હું પતિના દર્શન સરખા પણ કરી શકી નથી. હાય ! મેં મારૂં એક પાપ સંતાડતાં બીજા મહાન પાપ કરી બેઠી. હું પતિત બની.

" પરિણામમાં પુત્ર થયો. હવે હું તેને રાખુંછું તો સમાજમાં મારી ઇજ્જતના કાંકરા થાય છે. હું બે દીવસની ભુખી છું, દુધ પણ સુકાઈ ગયું છે. જો હું મારા બાળકને મારી પાસે રાખુંછું તો મરણ ને શરણ થાય છે. આથી તમારી મોટરમાં મુકી ચાલી જાવુંછું એ આશાએ કે આપ તેને પાળી મોટો કરશો. અને તમો તેને આ અભાગણી માતાના સંબંધમાં કાંઇ કેહતા નહિ

લિ. દુઃખીયારી.

પી. ગી.

ગોહરજાન જેમ જેમ પત્ર વાંચતી ગઇ, તેમ તેમ આંખમાંથી આંસુ વેહવા લાગ્યા. તેની આગળ પોતાના આગલા જીવનના સર્વે દશ્યો એક પછી એક ખડા થવા લાગ્યા. તેમ તેમ તેની આંખમાંથી અશ્રુઓ વધુ વહેવા લાગ્યા. તે કાગળ ટેબલ ઉપર મુકી બન્ને હાથે મસ્તક પકડી ડુસકે ડુસકે રડવા માંડયું. તેની આવી હાલત જોતાં સર્વે જણ તાજુબીમાં ગરકાવ થઇ ગયા. રડી રડી તેની આંખ રાતી બની ગઇ. પાછી તે સર્વેના સામાં જોવા લાગી. દરેકના ઉપર તેની નજર જામતી અને ખસી જતી. છેવટે બાળક ઉપર તેની નજર ચોંટી, અથવા તેને નીહાળી નીહાળી જોવા લાગી તેનું હૃદય પીગળવા માંડયું. થોડા સમય ઉપર કેહતી કે મારામાં દયાનો સહેજ પણ અંશ નથી, તેનું હૃદય અતિ કોમળ બની ગયું. તે ઉભી થઇ બાળક પાસે જવા લાગી. બાળક જીવીની સોડમાં લપાવવા લાગ્યું.

ગોહર—મારા લાલ. તું કયાં નાસે છે. આ નિભાગીના ઉપર હવે તો દયા લાવ. મેં તને તજી દીધો હતો પણ તું મને ન તજ. હું તને વીસરી ગઇ હતી, પણ હવે તને મારા અંતઃકરણમાં સ્થાન આપીશ. આવ આવ.

કેહતી તે બાળકને વળગી પડી. પાંચ વર્ષનું બાળક ગોહરજાન સામાં ધબરાયલી આંખેજ જોઇ રહ્યું. પડિતા બાળકને પોતાના ખોળામાં લેતાં કેહવા લાગી,

"ના નાસ. મારા લાલ ના નાસ. સમાજની લાજે મેં તને પરહર્યો. હવે મારે સમાજની આવ્યશકતા નથી. સમાજ તે એક મહાન સિતમનો સંગ્રહ છે. અને તેને ધડનાર પુરૂષો છે; ત્યાં ધણી વિધવાઓ સાથે વ્યભિચાર થાય છે, ત્યારે સમાજની ધાસ્તી રાખવામાં આવતી નથી; પણ જ્યારે વિધવા સગર્ભા થાય છે, ત્યારે વિધવા ઉપર સિતમો વરસાવવામાં આવે છે; પણ પેલા બદમાસનું નામ પણ લેવામાં આવતું નથી. હાય! સમાજમાં વિધવા સાથે વ્યભિચાર કરવાની છુટ છે (!!!) પણ વિધવા સાથે પુર્નલગ્ન કરવાની છુટ નથી."

"હાય! સમાજ! તારામાં પુત્રવતિને આસરો આપવાની દયા નથી; તેમને તો ધિક્કારવામાં આવે છે; એ પુત્રનો ત્યાગ કરે તો તે દયાળુઓ (!!!) તેને આસરો આપે છે, કારણ? તેમને સમાજની બીક લાગે છે! જો સમાજે મને આસરો આપ્યો હોત તો હું ગણિકા ન બનત. હાય! હિંદુ સમાજ! તારા સિતમે કેટલી કુમળી કળીઓ અણખીલી કરમાઇ ગઇ હશે; કેટલીકે લાજ મુકી લોહીનો વેપાર શરૂ કર્યો હશે. મને તો લાગે છે કે જેટલી સ્ત્રીઓ વ્યભિચાર કે લોહીનો વેપાર કરી રહી છે; તે સર્વે સમાજના સિતમનું પરિણામ છે."

ગોહરજાનની આંખમાં આંસુની ધારા વહી રહી હતી, આંખમાં આંસુડા આવતા અને ઢલવાતા હતા, અને પળે પળે નિશ્વાસો નીકળી પડતા હતા. તેણે રૂમાલથી પોતાનું મુખ લુછી બાળકને છાતી

સરખો ચાંપતા કહ્યું. "સાધુ મહારાજ હું તમારો ઉપકાર જીવન પર્યંત નહિ ભુલું કે તમોએ મારા બાળકને પાળી પોષી મોટો કર્યો, નહિ તો તેને કુતરા બીલાડા ખાઇ જાત." પાછાં તેની આંખમાં આંસુ આવી ગયા. છાતી ભરાઇ ગઇ. કાંઇ બોલી શકી નહિ. તેણે ઇશારાથી પાણી માંગ્યું. પાણી પીધા પછી સાધુના ચરણમાં પોતાનું મસ્તક નમાવી દીધું.

સાધુ—પંડિતા ? આ શું કરે છે ?

ગોહર—આપ કોણ છો ?

ગોહરજાને પોતાનું અસલ નામ સાધુના મુખે સાંભળતાં ઘભરાઇને કહ્યું.

સાધુ—તું મને નથી ઓળખી શકતી, પણ હું તને બરાબર ઓળખું છું.

ગોહર—તમો મને ઓળખો છો ? પણ હું તમોને ઓળખી શક્તિ નથી.

સાધુ—એમાં તારો વાંક નથી. વાંક મારો છે.

ગોહર—આપનો વાંક ! શી રીતે ?

સાધુ—કરે તે ભરે.

ગોહર—હા. મેં કર્યું તેના ફળ મને મળ્યા છે.

સાધુ—એમ નહિ

ગોહર—ત્યારે કેમ ?

સાધુ—એ તો કુદરતી ન્યાય છે; જેવા કરે છે, તેવા તેને ભોગવવા પડે છે; પંડિતા. પંડિતા. તું આ હાલતે જે પોહચી છે, તેમાં ખરો વાંક મારો છે. મારો વાંક હોવાના કારણે કુદરતે મારી પાસેથી બદલો લીધો છે મેં પરસ્ત્રી ઉપર નજર નાંખી, તેને અપવિત્ર

બનાવી, ત્યારે......"

ગોહુર—કેમ અટકી ગયા. આપ કોણ છો.

સાધુ—એક અપરાધી જેના વાંકે બે અબળાઓના જીવન અપવિત્ર બન્યા.

ગોહુર—બે સ્ત્રી કોણ ?

સાધુ—એક કિશોરી બીજી પંડિતા.

ગોહુર—શું તમો મારા પતિ છો. મારા કિશોર છો.

સાધુ—હા. તેજ અપરાધી.

જીવી—કોણ ભાઇ ! કિશોર ! મારા બંધુ બેનનો ખોવાયલો હિરો !

જીવકોર આટલું બોલવા પામી તે પેહલાં તો કિશોરે માથા ઉપરની બનાવટી જટા તથા કફની કાઢી નાંખ્યા. કે જીવકોર પોતાના બંધુ કિશોરને વળગી પડી. ગોહરજાન અથવા પંડિતા પણ કિશોરના ચરણોમાં મસ્તક મુકી રડવા લાગી. કિશોરની આંખોમાં પણ આંસુ આવી ગયા; તે પણ રડવા લાગ્યો આ સ્થિતિ જોતાં પેલો નવિનચંદ્ર બેઠો હતો, તે તરત ચાલ્યો ગયો.

એક ભુલના ભોગે વીખુટા પડેલા આમ મળી ગયા.

કેટલા સમય પછી દરેક જણુ પોત પોતાનો વાંક કાઢી માફી માંગવા લાગ્યા. સાથે જીવકોરની વાત તથા મુસીબતો પંડિતાએ સાંભળી કે તરત પંડિતાના મુખમાંથી "બેન તું દેવી છે" એવા ઉદગારો નીકળી ગયા. સાથે કેહવા લાગી કે "અમો બન્ને ભણેલા વંઠયા; અને સુધરેલા શયતાન બન્યા. પણ બેન તું અભણ હોવા છતાં પવિત્ર રહી, કારણ અમારા ઉપર પરદેશી કેળવણીની છાપ પડી હતી તારા ઉપર હિંદુ ખરા સંસ્કારોની છાપ પડી હતી; અને તેનાજ પરિણામમાં ભલું અને ભુંડું પરિણામ આવ્યું.

**જીવી**—ભાઇ કિશોર. આપણે અમદાવાદ ખબર આપશું?

કિશોર—જો તેમ થાય તો મને વાંધો નથી; પણ તારી ભાભીનો શો અભિપ્રાય છે.

પંડિતા—આપના વિચારે મારો વિચાર. મને પૂછવાનું ન હોય; હું તો આપના હુકમની દાસી છું.

કિશોર—ત્યારે તારા પિતા ઉપર પણ તાર કરૂં.

પંડિતા—મને લાગે છે કે તેમના આનંદનો પાર રેહશે નહિ. લો તારના ફારમો મારી પાસે છે.

કેહતાં પંડિતા ઉભી થઇને તારના ફારમો લઇ આવી. કિશોરે પોતાના પિતા ઉપર તથા સસરા ઉપર તાર લખ્યા. સાથે પંડિતાએ પણ તેમ કર્યું. એટલે દરેક ઉપર બે બે તારો લખાયા પંડિતાએ નોકરને બોલાવી તાર કરવા મોકલ્યો. અને પંડિતા, જીવકોર અને કિશોર બીજા અંદરના ખંડમાં ચાલ્યા ગયા. પેલું બાળક જીવીએ ઉપાડી લીધું હતું.



# પ્રકરણ ૧૫ મું.

## આનંદોત્સવ.

પંડિતાગૌરી અને કિશોરના તારો આવતાં કિશોરના પિતા ગીરધરલાલ અને પંડિતાના પિતા મગનલાલ વગેરે તારો સાચા છે કે કેમ તેની શંકામાં પડી ગયા; પણ જ્યારે બીજાઓના જાણવામાં આ વાત આવી કે બન્નેના ગૃહોમાં જાણે આનંદોત્સવ નહોય તેમ "તારો ખરા છે;" "બેન આવશે" "ભાઇ આવશે." વગેરે આનંદ-હર્ષિત ઉદ્દગારો કાઢવા લાગ્યા. કિશોરના પિતા મગનલાલને ત્યાં દોડી ગયો; અને તાર બતાવ્યો; આમ સામ સામાં ટેકો મળતાં તાર સાચા છે. એમ સર્વે માનવા લાગ્યા; અને આઠ વાગે મુંબઇ તરફથી આવતી ટ્રેન ઉપર જવાનો સર્વે ઠરાવ કરી લીધો.

આ તારોએ બન્નેના ગૃહોમાં નવિનજ પ્રકારનો આનંદનો પ્રચાર કરી દીધો હતો. સર્વે ક્યારે સંધ્યાકાળ થાય. ક્યારે ટ્રેનનો ટાઇમ થાય, ક્યારે સાત વાગે કે એક કલાક પેહલાં સ્ટેશન ઉપર જવાય. એવા એવા વિચારો થતા હતા, કેમ ન થાય? એકને પોતાનો ગુમ થએલો પુત્ર મળતો હતો ત્યારે બીજાને પુત્રિ.

સમય પોતાનું કામ કરેજ જતું હતું; દરરોજના નિયમાનુસાર સૂર્ય તથા ઘડીયાળ ચાલતા હતા; પણ તેમને તેમની ગતિ ધીમી પડી ગએલી લાગતી હતી. વારે વારે કેટલા વાગ્યા! પ્રશ્નો થતા અને ઘડીયાલ જોવાતી હતી. ટુંકમાં ઘડીયાલમાં સાતના ટકોરા થયા,

કે સર્વની ધીરજનો છેડો આવી ગયો. સર્વે જણ સ્ટેશન ઉપર જવ તાલાવેલી મચાવવા લાગ્યા. ટ્રેન આવવાને અર્ધિ કલાકની વાર હતી, તે પેહલાં તો કિશોર તથા પંડિતાનું આખું કુટુંબ સ્ટેશને તેમને લેવા આવી પોહચ્યું: અને પોતે જાણતા હતા કે બરાબર આઠ વાગે ટ્રેન આવે છે, છતાં જે જે મળતા તેને એવોજ પ્રશ્ન કરતા કે " મુંબઈ તરફની ટ્રેન ક્યારે આવનાર છે ? "

ટ્રેન સ્ટેશનની હદમાં આવતાં ઘંટના એક ટકોરે તેમની નજરો ટ્રેન જોવા તલપી રહી. ટ્રેન સ્ટેશન ઉપર આવતાં થોભી ગઇ. પેસિન-જરો ઉતાવળે ઉતાવળે એક બીજાને ધક્કા મારી ઉતરવા લાગ્યા. જાણે તેઓ ગાડીથી કંટાળી ન ગયા હોય ! તેમાં આગ ન લાગી હોય ! તેમ નાસવા લાગ્યા. આ મુસાફરોની ભીડના કારણે તેઓ જે એક સાથે ઉભા હતા; તે વીખરાઇ ગયા વિખુટા પડી ગયા.

સર્વે જણ થર કલાસના ડબ્બાઓમાં તપાસ કરતા હતા, પણ કિશોર વગેરે ફસ કલાસ ડબ્બામાં બેઠેલા હતા. આથી તેમની નજરે પડયા નહિ; તેથી તેમની આશા નિરાશામાં બદલાવવા ન લાગી હોય તેમ તેમનાં સર્વેના મુખો જોવાથી દર્શિત થતું હતું; પંડિતા તથા કિશોરના હૃદયો દબાતા જતા હતા પોતે પાપ કરી અત્રેથી ગયા હતા. તે સર્વ તાજું થઇ ગયું પણ જીવકોરના હૃદય ઉપર તેવા પ્રકારની છાપ પડી નોહતી; આથી તે તરત ડબ્બાનું બારણું ઉઘાડી જેવું બહાર જુવે છે કે તેની માતા ઉપર તેની નજર પડી કે તરત દોડી " મારી વ્હાલી માતા " કેહતા વળગી પડી. વિજકોરને પોતાની પુત્રિને જોતા તેના આનંદનો પાર રહ્યો નહિં; આનંદમાં આવી તે પણ પંડિતાને વળગી પડી; બન્નેની આંખમાંથી હર્ષાનંદના આંસુડા

વેહવા લાગ્યા આ કુતુહલ જોઇ માણસો ભેગા થઇ જોવા લાગ્યા. ત્યાં બીજા પણ આવી પોહચ્યા, અને સુસીલાદેવીએ મારી 'પુત્રિ ક્યાં છે ?" એવો પ્રશ્ન જીવકોરને હલાવતાં કર્યો. જીવકોરે આંગળીના ઇશારાથી ડબ્બો દેખાડયો, કે તરત તે ફ્રસકલાસના ડબ્બામાં જડી ગઇ. તેની પાછળ અન્ય પણ એક પછી એક ઉતાવળા ઉતાવળા ચઢવા લાગ્યા.

અમણાં સુધી પંડિતાગૌરી પોતાના કરેલા કર્મોના કારણે શરમાં દબાઇ બેસી રહી હતી. ઉઠવા પ્રયત્ન કરતી પણ કોઇ અમુક શક્તિ તેને તેમ કરવા દેતી નોહતી, તે પોતાની માતાને જોતાં તરત ઉભી થઇ. તેના ચરણોમાં ઢળી પડી. " મારૂં ખોવાયલું રત્ન ન રડ ઉભી થા બેન " કેહતાં તેને ઉપાડી છાતીએ લગાડી લીધી. પંડિતાની આંખમાંથી આંસુડા વેહવા લાગ્યા સાથે સુસીલાગૌરીની આંખમાંથી પણ આંસુડા વેહવા લાગ્યા. કિશોર પણ સર્વને જોતાં ઉભો થઇ ગયો; અને શરમાતો શરમાતો, ડરતો ડરતો સર્વેને મળ્યો. પોટરોએ સર્વે સામાન ઉતારી બહાર મુકયો; કે પંડિતાના પિતાએ બહાર લઇ જવા પોટરોને જણાવ્યું. સ્ટેશન બહાર આવતાં એક ભાડાની ટેકસીમાં સર્વે સામાન ગોઠવાયો. સાથે પંડિતાગૌરીના શીખવ્યા પ્રમાણે સુસીલાગૌરીએ સર્વેને પોતાને ત્યાં આવવા આગ્રહ કર્યો; એટલુંજ નહિ પણ સાથે કહ્યું કે ભાઇ કિશોર તથા જીવકોર બેન વગેરે ગાડીમાં પંડિતાગૌરી સાથે કબુલાત આપી છે કે સર્વે તેના ગૃહે જશે, અને સવારમાં દરેક જણ પોતપોતાના ઠામે જઇ શકશે, કારણ તેઓ આપણને કાંઇ કેહવા માંગે છે. પરિણામમાં સર્વે જણ પંડિતાગૌરીના મકાને આવી પોહચ્યા.

ઘરે પોહચતાં સહેજસાજ સર્વે વાળુ કર્યું, કારણ સર્વે હર્ષમાં આવી ગયા હતા, તેથી જમી શકયા નહિ, અથવા તેમનાથી જમાયું નહિ. જ્યારે છેવટે સર્વે જણ એક વિશાળ દીવાનખાનામાં આવી ગોઠવાઇ ગયા. ત્યારે જીવકોર, કિશોર અને પંડિનાગૌરીએ ભૂલના ભોગે શું શું બન્યું તે સર્વે પોતાનું જીવન પોતં પોતાના મુખે ન કેહતા. અરસ્પરસ કેહવા લાગ્યા. કિશોરે પંડિતાનું અને પંડિતાએ જીવકોર તથા કિશોર વિષે સર્વે કાંઇ કહ્યું જ્યારે તેઓ દરેક ઉપર શી શી ગુજરી તે કેહતા હતા, ત્યારે સર્વે એક ધ્યાન થઇ સાંભળતા હતા; અને ઘણાં ભાગે સર્વેની આંખમાંથી આંસુડા વહી રહ્યા હતા. આ વારદાત પૂર્ણ થતાં કિશોરે સહેજ જળ પીધા પછી કહ્યું.

કિશોર—જો કે રાત્રિના બે વાગી ગયા છે; અમારાથી જે થઇ ગયું, તેના માટે અમો પસ્તાઇએ છીએ, અને હવે પછી અમારે કેવા પ્રકારનું જીવન કાપવું તે પણ તમોને જણાવી દેવા માંગું છું.

વિજકોર—જોઇ સંભાળીને ચાલવું; અને ઘરમાં સુખે દુઃખે જીવન પુરૂં કરવું બીજું શું !

કિશોર—માતા. આપનું કેહવું ઉત્તમ છે. હવે હું તથા તે સંસારમાં રહીશું, પણ બીજા રહે છે તેમ નહિ

વિજકોર—એટલે ?

કિશોર—માતા તું ઉતાવળી શા માટે થાય છે ! તેજ હું કેહવા માંગું છું; તમો એમ ના જાણતા કે તેને બાળક થયું છે; તેના માટે હું તેને તજવા માંગું છું; કારણ તે જે પરિણામ આવ્યું છે, તે મારા પાપના છાંટા છે તેમાં હું જેટલો કસુરવાર છું, તેટલી તે નથી. આના સંબંધમાં અમારા બન્નેમાં વાતચીત થઇ ગઇ છે.

**સુસીલાગૌરી**—પુત્ર કિશોર તારી આવી ઉદારતા તથા સહનશિલતા માટે હું તારા જેટલા યશોગાન ગાવું તેટલા ઓછા છે; તારા આવા વચનોથી અમારી મહાન આપતા નાશ પામી છે. પ્રભુ કરેને તમો આખું જીવન હળી મળી સુખ ચેનમાં રહો. મારો બંગલો તે તમારોજ છે. મારે કોઇ પુત્ર નથી; અને અમો તમોનેજ પુત્ર ગણીએ છીએ જેમ અમારી પંડિતા તમારી છે, તેમ અમારી દોલત અને મિલ્કત પણ તમારીજ છે. તમો બન્ને અત્રેજ રેહજો.

**મગનલાલ**—તમો અમોને ઘણાં લાંબા સમયે મળ્યા છો. અમારા ખોવાયલા રત્નો મળ્યા છો. હવે તમોને અમારાથી અલગ થવા નહિ દઇએ.

**પંડિતાગૌરી**—વ્હાલા માતા પિતા તમારા સ્નેહ માટે ઉપકાર માનું છું; પણ અમે કાલ સવારથી કેવા પ્રકારનું જીવન કાપવું તેનો ઠરાવ કરી લીધો છે. અને તેના માટે બનતી સર્વ વ્યવસ્થા પણ કરી નાંખવામાં આવી છે.

**મગનલાલ**—શી વ્યવસ્થા? કેવા પ્રકારનું જીવન?

**પંડિતા**—તમો સર્વે માનશો કે માનવાને તૈયાર થશો કે જે કાંઇ થાય છે, તેમાં કાંઇ ન કાંઇ કુદરતી ભેદ સમાયલો હોય છે; સમાજ કહે છે કે જે ભુંડું થાય છે, તે ભલા માટેજ થાય છે. અમારા સંબંધમાં પણ તેવુંજ થયું છે; એટલે અમોએ ઠરાવ કરી લીધો છે કે જે કારણોએ અમો ભૂલના ભોગ બન્યા, તેવી રીતે અન્ય બેનો ન બને, તેમાં ખાસ વિધવાઓનો ઘણો મોટો ભોગ અપાય છે. સિતમગર સમાજના અટલ થઇ ગએલા રિવાજોના કારણે ઘણાના જીવનો નષ્ટ થાય છે; અને હિંદ માતા ઉપર અનહદ પાપો થાય છે. તેનો અમોને સચોટ અનુભવ થયો છે. તે અમો ન્યુન કરવામાંગીએ છીએ.

**સુસીલાગૌરી**—પુત્ર કિશોર આ પંડિતા શું કહે છે.

કિશોર—માતા. જે કહે છે તે છે. જગતમાં હિંદુ સમાજ અધોગતિ પ્રત્યે ત્વરિત ગતિએ કુચ કરી રહ્યો છે; તેનો વિચાર કરતાં પરિણામ કેવું ભયંકર આવશે ? એ પ્રશ્ન ગુંગળાવી નાંખે છે. હજારો બાળકોની હત્યા થાય છે; વર્ષ દહાડે હજારોની સંખ્યામાં વિધવાઓ થાય છે. અને તેથી વધુ વિધવાઓ ભુલના ભોગ બની વિકટ અને વિપરિત માર્ગે યાસે અનાયાસે ઘસડાઇ જાય છે; અને પછી ? પછી મલિન દશામાં પોતાના ઉચ્ચ જીવનો નષ્ઠ કરે છે. કજોડાના કારણે પણ આવાજ પરિણામો આવે છે. તમો વડોદરામાં જઇ જુઓ. મુંબઇમાં જઈ જુવો. આપણી બેનો કેવું શરમભર્યું જીવન ગાળી રહી છે. તેઓએ લોહીનો વેપાર માંડયો છે. તેમાં સેંકડે નવાણું ટકા લાચારીએ, ના છુટકે કે બળજબરીથી તેમાં ફસાઇ છે. માટે હવે તો અમોએ ઠરાવ કરી લીધો છે કે—

વિજકોર—કેવો ઠરાવ ? શું તું ચાલ્યો જઇશ.

કિશોર—એને મળતુંજ.

વિજકોર—શું ?

કિશોર—તેજ હું સર્વેને જણાવવા માંગું છું. અમારી પાસે હાલમાં દસ લાખ રૂપીયા રોકડ છે તથા વડોદરામાં એક સગવડવાળું સારૂં મકાન પણ છે. આ દસ લાખ રૂપીયામાંથી ચાર લાખ રૂપીયા અમોએ જીવકોર બેનને પંડિતા તરફથી આપવામાં આવ્યા છે કે તેણે પોતાના માથે દુઃખોના પહાડો તુટી પડયા, પણ તેણે જે મક્કમતા તથા હિંમત બતાવી છે; તેનો આ એક નજીવો બદલો છે. સત્ય રીતે કળજુગમાં તો તે એક દ્રૌપતિ અને અને સીતા સમાન છે. અમો તો તેને એક દેવી તુલ્ય માની પૂજા કરવા તૈયાર થઇ જઇએ તો તે સ્વાભાવિક છે. જેમ બેન જીવીને પોતાના ઉત્તમ જીવનના બદલામાં નામનો બદલો મળ્યો ત્યારે અમારા જીવનના બદલામાં અમો બન્ને

જણાં પ્રાશ્ચિત્ય કરવા માંગીએ છીએ. અને તેજ માર્ગે અમો બન્ને જણાં અમારૂં આખું જીવન દેશ સેવા પાછળ કાપી નાંખીએ. તમો જાણી વખતે દિલગીર થશો કે અમોએ આ વાતનો ઠરાવ પણ કરી લીધો છે, માટે કૃપા કરી અમોને આ માર્ગે જતાં તમારાતરફથી કાંઇ રોકાણ નહિ કરવામાં આવેલી તેવી ભિક્ષા માંગી લઉં છું "

કિશોર આટલું બોલી સર્વેના મુખ સામાં જોઇ તેમના હૃદયના ભાવો ઉકેલવા લાગ્યો. પંડિતાગૌરી પણ સર્વેના વિચારો આના સંબંધમાં કેવા છે. તે જાણવા તાકી તાકી સર્વેની મુખાકૃતિ ઉપર થતા ભાવો ઉકેળવા લાગી. કોઇ કાંઇ બોલ્યું નહિ. આથી કિશોરે પંડિતાને ઇશારો કર્યો કે તરત તેણે ચાર લાખનો ચેક કાઢી જીવીના હાથમાં આપતાં કહ્યું "બેન વડોદરા બેંકમાં અમારા નામે જે નાણાં છે. ત્યાં જજો અને ચેક બતાવી તમારા નામે તે રકમ કરાવી લેજો. મને સંપૂર્ણ આશા છે કે તમો ઉલાસભાઇ સાથે સ્વર્ગીય જીવન પ્રસાર કરશો " જીવકોરને આટલી મોટી રકમ મળતાં તેની તથા બીજાઓની તાજુબીનો પાર રહ્યો નહિ.

રાત્રિનો મોટો ભાગ વાતોમાં પ્રસાર થઇ ગએલો હોવાથી સર્વેએ ત્યાંજ આરામ કર્યો. દરેક જણ માટે જુદા જુદા ખંડમાં વ્યવસ્થા કરવામાં આવી. સર્વેની આ રાત્રિ ઘણુંજ આનંદમાં પ્રસાર થઇ.

× × + ×

આ બનાવને અમુક સમય થઇ ગયો છે. કિશોર તથા પંડિતા દેશભક્તિમાં ઓતપોત થઇ ગયા છે. પંડિતાગૌરી હવે પંડિતાદેવીના નામથી ઓળખાય છે; બન્ને જણાએ વિધવા આશ્રમ તથા અનાથ આશ્રમ ઉઘાડયા છે. અનાથ આશ્રમની વ્યવસ્થા કિશોર અને વિધવા આશ્રમની વ્યવસ્થા પંડિતાદેવી કરે છે.

ટુંકમાં સર્વે સુખા આનંદમાં પોતાના જીવનો પ્રસાર કરી રહ્યા છે.

**શાન્તિ.**